રૂપાન્તર

શો. મ. દેસાઈ.

II
2-7-1924
૧૫૫

# દુઃખીને દિલાસો.



ભાગ ૫ મો

આવૃત્તિ બીજી

પ્રસિદ્ધકર્તા

મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની

મુંબઈ.

# દુઃખીને દિલાસો

## ભાગ ૫ મો.

રચનાર,

**શો. મ. દેશાઈ.**

તે

સી અટકો અને નામો—આતસબેહેરામે દેસાઈ ખોરશેદ—ઐયામે નૌસાલો
,ગામે નોરોઝ—સીહા સંસાર—તવારીખે નવસારી—હિંદુસ્થાનનાં
આતશબેહેરામો—નૂરજહાન—બંદગી અને માથવાણીની મોતે-
બરી—ગાયકવાડ અને બ્રિટાનિયા—પ્રાણીમંડળ—ગંજે
શાયરાન—પારસી સુતકો—પારસીઓમાં લગ્નનું
જોડું—જમશેદની ઐતિહાસિક નિંદા—મહારાણી
વિકટોરીયાનું જીવનચરિત્ર—સરસ્વતીવિલાસ-
ઍડવર્ડનામું—દુઃખીને દિલાસો—
દાદારજીની દરબાર—પારસી વિષયો—
પારસી પ્રજાને અપીલ
ઇત્યાદિના
કર્તા



**આવૃત્તિ બીજી.**

---

છપાવી પ્રસિદ્ધકર્તા,
**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ.**
ઇ. સ. ૧૯૨૪.

---

કિંમત રૂ. ૦-૧૨-૦
(પ્રત ૧૦૦૦)

હમારા પાક પેગમ્બર

# સ્પીતમાન જરથુસ્ત્રના પવિત્ર ચરણ.

શો. મ. દેશાઇ.

# કેટલાક અભિપ્રાયો.

**દુઃખીને દિલાસો ભાગ ૧ લો, આવૃત્તિ ૨ જી; અને ભાગ ૨ જો આવૃત્તિ ત્રીજી, રચનાર શેઠ સોરાબજી મંચેરજી દેશાઈ, પ્રસિદ્ધ-કર્તા મેશર્સ એન એમ. ત્રિપાઠી એન્ડ કુંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, દરેકનાં પાનાં ૧૧૨ અને કીમ્મત ૦–૧૨–૦.**

જગતમાં પોતાને જ સૌથી વિશેષ દુઃખી અને આપત્તિઓથી હાડમાર થતાં માનનારાઓનો કાંઈ તોટો નથી. અને તેમાંયે ઘણુંક તો પોતે માની લીધેલાં દુઃખોથી એવાં તો અટવાઇ શોષાઈ જાય છે કે તેમની ઉંચા પ્રકારની જીવનપ્રવૃત્તિની ઇતિશ્રી ત્યાં જ થઈ ગયલી જણાય છે. આવાં માણસોને માટે તેમનાથી વિશેષ દુઃખી હોય છતાં દુઃખને લાત મારી જીવનનૌકાને ભવ-સાગરમાં ખુશખુશાલીથી જોસભેર હંકાર્યા જનારાઓના અને તેમ કરીને સુખને કીનારે પહોંચેલાઓના દાખલાઓ ઉત્તેજક નીવડે છે. નવસારીવાળા શેઠ સોરાબજી મંચેરજી દેશાઇએ આ કામ દુઃખીઓને વિવિધ ભાતિના સુયોગ્ય દિલાસા દઇ, જીંદગીને સબડતી રાખવાને બદલે સારી પ્રવૃત્તિઓમાં ઉત્સાહ અને ઉમંગથી જોડવાની શુભ પ્રેરણા કરવાનું કામ “દુઃખીને દિલાસા”ની યોજનાથી ઘણી સારી રીતે પાર પાડયું છે. તેમણે વિવિધ પ્રકારનાં દુઃખોને તારવી તારવીને તેવાં દુઃખોથી મુંઝાયલાં અકળાયલાં દુઃખીઓના દાખલાઓ ટાંકીટાંકીને, તેમના મનનું સમાધાન થાય તેવાં દિલપતીજ ઉપદેશકથનો આપીને પત્રો-દ્વારા હૃદયને સ્પર્શે અને ઉંડા જામે એવા દિલાસાઓ દીધેલા છે. તેમણે એવા ૩૬૫ દિલાસાપત્રોની યોજના કરી છે. મજકુર બે ભાગમાં એવા ૨૫ દિલાસાપત્રો પ્રકટ થયેલા છે, તેમનું ઈંગ્રેજી, ગુજરાતી, હિંદી આદિ સાહિત્યોનું વાચન ગહન અને વિવિધ હોવાથી તેમણે સંખ્યાબંધ અનુભવપૂર્ણ વચનો,

દૃષ્ટાંતો અને ઇબારતો ઉક્ત ગ્રંથમાં યથાયોગ્ય યોજેલાં છે. જે હેતુથી તેમણે પ્રસ્તુત ગ્રંથાવલિની યોજના કરી છે તે હેતુ બર આવે છે. તેઓ પારસી હોવા છતાં તેમની ભાષા અને લેખનશૈલી સંસ્કારી છે તેમજ તેમનું હિંદુ અને મુસલમાનોના વ્યવહાર અને .આચારવિચારનું જ્ઞાન પણ સારૂં છે. એટલે સર્વ જાતિના ગુજરાતી વાચકોને તેમની ગ્રંથાવલિ ઉપયોગી થઈ પડે એવી છે.

'ગુજરાતી' તા. ૧૪ મી ઓકટોબર સન ૧૯૨૩.

# દુઃખીને દિલાસો.

## ભાગ ૧ લો, ૨ જો ૩ જો અને ૪ થો.

રચનારઃ—સો૦ મ૦ દેશાઈ.

નવસારીવાસી વિદ્વાન લેખક શેઠ સો. મ. દેશાઇએ મુંબઈના એક માહવારીમાં ઘણાં વરસો પર થોડા દિલાસાપત્ર છપાવ્યા હતા ત્યારે તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આ જંજાળી જગતના જુદા જુદા જાપતામાં વીંટળાયલાં કેટલાંક દુઃખી લોકોને એકાદ પુસ્તકાકારમાં 'દિલાસા'ની મોટા જથામાં જરૂર પડશે. મી૦ દેશાઇની ચોપડી "દુઃખીને દિલાસો" પારસી વાંચકોમાં લોકપ્રિય થઈ પડી હતી એટલુંજ નહીં પણ પરકોમી વાંચનારાઓમાં પણ તે ઉપયોગી માલમ પડવાથી મુંબઇના જાણીતા બુકસેલર્સ મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનીએ ચોકકસ સરતોથી લેખકની પરવાનગી લઇ તેના ચાર ભાગો પ્રસિદ્ધ કીધા છે. આ તો ત્રીજી આવૃત્તિ છે અને દરેક ભાગની આદી આવૃત્તિઓ ભવિષ્યમાં બહાર પડશે તો અમો જરાપણ તાજુબ થઈશું નહીં.

આ અવનિમાં પૂરેપૂરો સુખી કોણ હોઈ શકે? એક કવિએ વ્યાજબી કહ્યું છે કે:—

"સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં."

દુઃખ એ તો ઇન્સાનની એક કસોટી છે અને ખરા સુખી તો તેઓજ કે જેઓ દુઃખના સમયે હિમ્મત ધરી પોતાની મુશ્કેલી આશાન કરી શકે છે. દુનિયાના એવા કેટલાક કમનસીબ દુખીયારાંઓને રાહત આપવાના શુભ હેતુથી મી૦ દેશાઇએ આ દિલાસાપત્રો ચોપડી રૂપે પ્રગટ કીધાં છે. જે ખચીત જ સ્તુતિપાત્ર છે. દુઃખીયાઓનો દુઃખ કોઈ પણ રીતે કમી કરવા એનાં કરતાં વધુ મોતેબર પૂન્ય બીજુ શું હોઇ શકે?

એ એક સવાબનું કામ છે અને તે કાંઇ ઓછી જહેમત-વાળું નથી જ. લગભગ ૧૦ વરસ મહેનત ખેડી અસંખ્ય ગ્રંથોનો અભ્યાસ કરી તેમાંથી ઉમદા અને ઉપયોગી અરક ખેંચી કહાડવો એ મહાન કામ કાંઇ બધા જ લેખકોથી બજાવી શકાય એમ નથી. એ જાતની ચાલુ મહેનત માટે ધીરજ ધૈર્યના ઉદ્યોગ અને તેની સાથે પરદુઃખભંજન થવાનું જીગર જોઇએ. એ તમામ ગુણો આ પુસ્તકના વિદ્વાન કરતામાં મોટા જથામાં હોવાજ જોઇએ, નહીં તો આ રંજ દેનારૂં કામ આટલી બધી ફતેહથી કહિ પણ હાર પાડી શકાય નહીં. જુદાં જુદાં પુસ્તકો ચોપાનીયાં, વરતમાનપત્રો, નાટકો, કાવ્યો વીગેરેની મદદ લેવી અને તેમાંથી જુદી જુદી બાબતોના વિષયોને અનુસરતાં ગૌહરો તારવી નાંખી વાંચકોને સમજ પડે અને નસીહત મલે એવી રીતે દાખલા દલીલો અને સરેહ સાથ રજુ કરવાં તે કલમકશીનો અને વિદ્વત્તાનો એક નાદાર હુનર છે. કર્તાએ ધર્મની નજરથી, નીતી રીતિની દ્રષ્ટિથી અને ફીલસુફીની રૂએ વાંચનારના મનનું

સમાધાન થાય તેવી રીતે જુદા જુદા વિષયો ગદ્ય તેમ જ પદ્યમાં આને કાબેલીયાત રજુ કીધા છે. ઘણા ઘણા દુઃખી જીવોને આવાં વાંચનથી રાહત અને સધીયારો મળ્યો છે તે અમે પણ સાંભળ્યું છે. આ કીસમનાં પુસ્તકો તો ઘરેઘર વંચાવાં જોઇએ.

મી૦ દેશાઈ તો જણાવે છે કે ૯૯૯ પ્રકારનાં જાત જાતનાં દુઃખોમાંથી હજી તો ફક્ત ૩૬૫ જ દિલાસા પત્રો એમણે ૩૫ ભાગમાં પૂરા કીધા છે જે કટકે કટકે છપાઈ બહાર પડે છે. નફાની કશી પણ હાંસલ વિના અને આવા ઉપયોગી સાહિત્યનો સસ્તો ફેલાવો કરવાની મકસદથી મી૦ દેશાઇએ પોતે આ દરેક ભાગની ૧ લી આવૃત્તિની કીંમત ફક્ત ચાર આના રાખી હતી પણ હાલમાં છપામણીની મોંઘવારીનાં સબબે એ ભાગોના પ્રસિદ્ધકર્તાઓને દરેક ભાગની કીંમત બાર આના રાખવી પડી છે. હોસ્પીટલો, વિધવા આશ્રમો, અનાથ આશ્રમો વીગેરે ધરમાદાય ઠેકાણોમાં સખી વજુદ ગૃહસ્થોએ આવાં પુસ્તકો મુફ્ત વહેંચવા જોઇએ.

"જામે જમશેદ" તા. ૧૩ મી ફેબ્રુવારી સને ૧૯૨૪.

# દુઃખીને દિલાસો.

## ભાગ ૫ મો

## દિલાસા પત્ર ૪૯ મો

"False happiness renders men stern and proud, and that happiness is never communicated. True happiness renders them kind and sensible, and that happiness is always shared."

*Montesquieu.*

'ખોટું' સુખ માણસોને કડક અને અભિમાની બનાવે છે, અને એ સુખ કદિ પણ બીજા સાથે ભોગવી શકાતું નથી. ખરૂં સુખ તેમને નમ્ર અને ઠાવકા બનાવે છે, અને એ સુખ હમેશાં બધાં સાથે ભોગવી શકાય છે."—મોન્ટેસ્કયુ.

ઓ લહેરી જીવડા! તું વિષયરસમાં મજાહ લેવા પડયો, તું કામદેવનો ચેલો થઈ પડયો, પરસ્ત્રી, પરધન, અને પરમાલનો માલિક થઈ બેઠે. ત્યારે તને ડાહ્યા લોકોએ ઘણોએ વાર્યો, પણ તે તું જવાનીના જોરમાં સમજી શકયોજ નહીં. આજે તે બધું પારકું પરાયું જ તારાં સંકટોનું કારણ થઈ પડયું છે. આજે તને પગે

નજલો, આંખે નજલો, અને બધાં અંગે વાયુથી સીકડાઈ ગયો ત્યારે દૈદને આપવાને તારી પાસે કોડી પણ રહી નહીં. તને ગરમીની વ્યાધિ થાય છે, શરીર સઘળુ કોહી ગયું છે, ગુરા સડી ગયા છે એ સર્વ સામટાં દુઃખો આજે તારી જુવાનીને દિવાની ઠરાવવાનો પ્રસંગ લાવ્યાં છે. ખેર, હવે જે બની તે બની, હજી પણ પ્રતિજ્ઞા લઇને પાછો ફર. હજી પણ ચેતીને વિષયનો છંદ છોડવાનું પણ લે. આમ કરીશ, અને દૃઢ પશ્ચાત્તાપ કરીશ તો એક વાર ઈશ્વર તને પાછો ટટાર કરશે. પરંતુ સાજો થઇને પાછો પ્રતિજ્ઞા તોડીશ મા. એક વાર પરમેશ્વર પણ માફ કરે છે.

કુદરતનો આ કાંઈ અજબ જેવો જ નિયમ છે કે પોતાની હક્કદાર સ્ત્રીથી પુરૂષને અથવા પોતાના હક્કદાર ધણીથી સ્ત્રીને દરદ, મરજ, કે ગરમીની વ્યાધિ થતાં નથી. કુદરતનો કાંઈ અદ્ભુત કાનુન છે, કે પોતાની હક્કની દોલત, પોતાના પસીનાથી પેદા કરેલો પૈસો, અને પોતાની હક્કની માલમીલકતથી માણસોને કદિએ છૂટાં પડવું પડતું નથી. પણ પરાઈ દોલત, પરસ્ત્રી, અને પારકી માલમીલકતના ભોગ ભોગવવાથી કુદરત મનુષ્યને દુઃખ, આફત વિપત્તિ, અને દરદો ભોગવાવ્યા વગર રહેતી નથી.

'પરસ્ત્રી ઝેરી છૂરી, મત લગાવો અંગ,' એ કહેવત કાંઈ ખોટી નથી. "પરનારી પ્રત્યક્ષ દેખો, વિખ હળાહળ અંગ; રાવણકે દશ મસ્તક ગયે, ઓ પરનારીકે સંગ." અલ્યા લહેરી! અગ્નિમાં હાથ નાંખનારે દાઝવું જ જોઇએ; તેમાં કોઇ આડું આવી શકશે જ નહીં. તેમાં જ તિરસ્કાર, ક્રોધ, દ્વેષ, લોભ અને કામ, એ સર્વ અગ્નિ છે. અને એમાં હાથ ઘાલનારે દાઝવું જ જોઇએ! તમે વિષય રૂપી અગ્નિથી દાઝેલા છો. "ઝહેર પરખાય કયારે, કે ખાય ને મરે ત્યારે." માણસને બસ પોતીકા કરતાં પારકું બહુ ભાવે છે. ઘરનું ન્યામત મૂકી અજીઠી પત્રાવળી ચાટવાનું બહુ ભાવે છે. બસ

પારકું બધું તેને વિષયમાં ચકચૂર બનાવી દે છે. "પારકું નાણું છેડા ફાડે, ને પરકી ઓરત નાક ઉપાડે," તેની તે દરકાર કરતો નથી. કુદરતનો કાયદો જાણ્યે કે અજાણ્યે પોતાનો જ રસ્તો લે છે. "જમણો હાથ મોં ભણી જ વળવાનો, ને ડાબો હાથ ગાંડ ભણી જ વળવાનો." તમે અંધારા કોટડીમાં પણ ખાવા બેસશો તો એ કોળિયો તો મ્હોંમાં જ મૂકાવાનો. ઘણા દિવસ રહ્યા પછી પણ આખરે તો વિષયો જરૂર એની મેળે પણ જવાના જ છે. ત્યારે ઈન્સાન પોતે જ સમજીને પોતાની મેળે જ તેમને કાં છોડી દેતો નથી? જો આપણી ઈચ્છા ન છતાં વિષયો આપણને છોડીને જાય તો તેથી મનને અત્યંત પરિતાપ થાય છે; જો આપણે જ તેમને નિઃસાર, નીરસ અને અનીતિના દોષવાળા જાણીને છોડી દઈએ તો તેથી શાંતિ રૂપી અનંત સુખ પ્રાપ્ત થાય છે; અને જો કાછડી-છૂટા રહો અને નાડાંના ઢીલા હો, તો જરૂર અંતઃકરણનો માર પડશે. અંતઃકરણનો જે માર લાગે તે માર સૌથી મોટો ગણાય છે. અંતઃકરણથી હરેક વસ્તુ ઉલટી કરી તો તેથી હંમેશ આપણું દિલ દુઃખાયાં કરે છે. બીજાઓનો ઠપકો સાંભળી આપણને દુઃખ ઉપજે છે, પણ અંતઃકરણનો ઠપકો સહન થઈ શકવો મુશ્કેલ છે. અંતઃકરણનો ઠપકો ચાબુકના માર જેવો ભારે લાગે છે.

પારકી પુંજી પર તહેવાર કરનારાને અંતે ખાક ને ખાસડું. "ઘણા માણસો વિષયતૃપ્તિમાં કુતરા જેવા લય બની, ખાવાપીવામાં ગધેડા બની, ક્રોધ જેવા આવેશોને સહેજ સહેજમાં તાબે થઈ, અસાધ્ય દરદો ઉત્પન્ન કરે છે, અને પછી બૂમો પાડે છે કે; 'અરેરે! કામના બોજાથી અમે તો મરી ગયા? બાપ રે કર્મદેવના જુલમથી રીબાઈ મુઆ!' આવા આત્મઘાતિઓ માટે પેલા બીમારના સ્વપ્નામાંના 'ત્યાગ કર' એ શબ્દ અમૂલ્ય સલાહ રૂપ થઈ પડશે. માણસ પોતે જ પોતાનામાં દરદ

ઉત્પન્ન કરે છે, અને પોતાનું દરદ જેવું પોતે મટાડી શકે તેવું બીજાં કોઈ મટાડી શકે નહીં." હે વિષયી લહેરી ભાઈ! ખચિત યાદ રાખજો કે,

પરનારી તાતી છરી, નિત નિત કાપે કાય;
જેના રૂઠયા રામજી, તે પરનારી ઘર જાય.

બૂરાં માણસોને ત્યાં ગમે એવી આબાદીની રહે છે, પણ તેઓ સુખી રહેતા નથી. તેઓનું મન તેમના જીવને મારે છે. તેઓ ફીકર ટળી જતી નથી. તેઓને જે ચીજ ઘટારત છે તેની તેઓ આશા રાખે છે, પણ તે કદિ હાથ આવતી નથી. માટે હે લહેરી ભાઈ! તમે સ્વપ્ના જેવી સ્ત્રીની પછાડી ભમવાનું છોડી દઈ, પેલી મહાન પ્રેમાળ માશુકની પછાડી ભટકો, તેનાં ભજન કરો, તે જ હજુ પણ તમારાં આ અસાધ્ય દર્દો દફે કરશેઃ—

પ્રાણીઆ! ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર,
ધન, દોલત ને માલ, ખજાનો, પુત્ર અને પરિવાર;
તે તો તજી તમે જાશો એકલા, ખાશો જમના માર રે,—પ્રાણીઆ!૦

ઉપર ફુલડાં ફરફરે, ને હેઠે શ્રીફળ ચાર,
ઠીક કરી એને ઠાઠડીમાં ઘાલ્યો, પછી પૂંઠે પડે પોકાર રે,—પ્રાણીઆ!૦

તારા જેવા એક વિષયી ચેલાએ જ્યારે આવાં દુઃખો વેઠયાં, ત્યારે તે પોતાનાં દર્દો સફા કરાવવા ગુરૂની કૃપા માગવા ગયો. ત્યારે ગુરૂએ પ્રશ્ન કર્યો.

ગુરૂઃ—તું કામાતુર શીદને થયો છે?

ચેલો—ત્યારે શું કરૂં?

ગુરૂઃ—સાચો વિચાર કર.

ચેલોઃ—કેવો સાચો વિચાર કરૂં?

ગુરૂઃ—જેના ઉપર તું મોહિત થયો છે તે જીવ, નારી થઈને નરકનો અધિકાર પામી છે તેનો.

ચેલો:—શાથી તેને નરકની અધિકારી થયેલી માનવી?

ગુરૂ:—અતિ ખાનારી, રજસ વહ્યાં કરનારી, રક્ત ને લોહી કફ, અને દુર્ગંધ વહેરાવવ્યાં કરનારી હોવાથી. યાદ રાખ આંખો મિંચાઈ ત્યારે કાંઈ નથી

ચેલો:—ત્યારે શું કરૂં?

ગુરૂ:—તું તારા અંતરથી વિષયની ઇચ્છાને ટાળ, કેમકે કાળ રૂપી અગ્નિએ કરીને સર્વ વસ્તુ આખરે ખાખ થવાની છે. ક્ષણભંગુર અતિનીચ વિષયો ઉપર પ્રીતિ ના કર. "પરણીની હાય, તે કદિ થી નહીં જાય."

વિષયથી ભ્રમર મરણ પામે છે. તે એ રીતે કે; ખુલેલા દિનવિકાસી કમળ ઉપર ભ્રમર સુગંધની લાલચથી બેસી રહે છે. સાંજ પડે છે ત્યારે કમળ બીડાઈ જાય છે, તથાપિ તે ગંધના લોભથી બહાર નીકળતો નથી. તેવામાં હાથી આવી તે કમળને ખાઈ જાય છે. જેથી ભ્રમર પણ કમળ સાથે મરણ પામે છે. એટલે ગંધવિષય પણ દુ:ખનો હેતુ છે. વિષય કરનારાં તો દુ:ખી દર્દી થાય છે જ, પણ તેમનો સંગ કરનારાઓને પણ એ દર્દ દુ:ખ ઉડી વળગે છે. દુરાચારી, ખોટી નજરવાળા, ખરાબ સ્થાનમાં રહેનારા, દુષ્ટ માણસ સાથે જે મિત્રતા કરે છે તે જલદી નાશ પામે છે. "પરસ્ત્રી યાર, સદા ખુવાર; કાંટોકા બીછાના, ઔર જુતીકા માર". હિંદુઓમાં જે વૈતરણી નદી કહેવાય છે તેમાં તે પાપીઓ ડુબી મરે છે. પારસીઓમાં જે ચિનવદ પુલ કહેવાય છે તેના ઉપરથી તેઓ ગબડી પડે છે. મુસલમીનોમાં જે સરાતનો પુલ કહેવાય છે તે પુલ આવાં પાપીઓથી મરણ પછી પસાર થઈ શકતો નથી, અને નર્કના અધિકારી થઈ દોજખમાં ડુબકીઓ મારવી પડે છે. એ પુલો અતિ-સાંકડા અને આસપાસ ખાઈઓવાળા હોવાથી પાપીઓનાં મન ડગુમગુ થઈ જવાનાં અને તે ઉપરથી પાર ઉતરી શકવાનાં નહીં. અને

તે કારણે તેઓ ઉતરી શકતા પણ નથી. જ્યારે પુણ્યવાળા લોકો સહેલાઈથી તે ઉતરી જાય છે.

અરે જીવ! સાર જીવનનો ન શોધે, તારી બગડી બુદ્ધિ કુબોધે.
પૈસો મળ્યો પાર વિનાનો, લખોપતિમાં લેખાયો?
દ્રવ્ય વિનાની એ તો દરિદ્રતા, ધર્મ, અર્થ ના સધાયો. અરે!

આશાઓ બાંધી અનેકની ઉપર, એક હરિની ન રાખી;
આશા શા કામની? આશ પરાઈ, કોણ બેલી પ્રભુ પાખી? અરે!

અળગો કરી અભિલાષ ધરીને, ઓળખો બાંધી હજારો;
ઓળખ્યા નહિ જો અંતર્યામી, હારી ગયો જનમારો. અરે!

ભુવન ભવ્ય રચાવ્યાં ભાવે, મન મૂકી મોકળું ભારે;
ધર્માદાયમાં દમડીએ દેતાં, મુખ મચકોડે અપારે. અરે.

"વિષય ભોગવતાં પહેલાં જેટલું સુખ થાય છે ને આનંદ મળે છે, તેટલુંજ પછીથી તો તમને દુઃખ થાય છે. કેમકે વિષય ભોગવવાથી આયુષનો જે ભાગ છે, તેટલા વખતમાં ધર્મ સાધવાનું તો જતું જ રહે છે. વારંવાર વિષયમાં પડું પડું કર્યા કરવાથી તેની ઘણી જ તરસ લાગ્યાં કરે છે, અને તે તૃષ્ણા પૂરી પાડવા સારૂ ધન, શકિત, વગેરેથી ખુવાર થવું પડે છે, અને તે પૈસો ખોવાથી દુઃખ વેઠવાં પડે છે. વળી વિષય ભોગવતાં કદાચ અધર્મ થઈ જાય છે તો તેનો પશ્ચાત્તાપ જન્મારા સુધી જ થયાં કરે છે. એ વિષય દેખીતો તો બહારથી મધ જેવો મીઠો છે, પણ ખરેખર તો તે જીવલેણ ઝેર છે. એ તો જાણે ઉપર ઉપરથી દુધભરેલો ઝેરનો ઘડો છે." "પરાયા ઘર, ને ભૂતકા ડર." ખસ, અને ધવડો આપણા બદન ઉપર થાય છે, તે ધવડવાથી પહેલાં તો ટાઢક અને સુખ મળે છે, પણ પછી તો આખા શરીરે આગની બળતરા ઉઠે છે. તેવી જ રીતે ભોગ ભોગવતાં પ્રથમ તો મજાહ લાગે છે, પણ પાછળથી પરિતાપ થઈ આખા શરીરે અગ્નિ લઈ ઉઠે છે. "પરાયા માલ ને દીદારલાલ." માટે

હે ભાઈ! વિષય ત્યજવા સારૂ તું લજ્જા રાખ. કામદેવને મારી હઠાવવા સારૂ તું પરસ્ત્રીને માબહેન સમાન ગણ. તારી એબનો ખજાનો પારકી સ્ત્રીને બતાવતાં ભય ધર

એક મોટો શ્રીમંત વેપારી અધોર વયે એક જવાન ખુબસુરત કન્યાને પરણી લાવ્યો. કેટલાક મહિના ગુજર્યા બાદ તેને વેપારને અર્થે સફરે જવાનો અવસર આવતાં ધ્રાસ્કો પડ્યો, કે હું જો દેશાવર જઈશ, તો આ જવાન ઓરતના ખિલતા જોબનને લીધે રખે તે ખોટાં આચરણમાં કોઈ પરાયા પુરૂષ સાથે બગડી જશે! રાતદહાડો તેને સફરની ચિંતા પેઠી. આખરે કોઈ સંત પુરૂષની સલાહ તેણે લીધી, અને તે સલાહ પ્રમાણે તેણે એક ઘરડી પાડોશણને પોતાની સ્ત્રીની સંભાળ રાખવા સારૂ, સારૂં નાણું આપવાનું કરીને ઘરમાં રાખી. સફરે જતાં તેણે પોતાની જવાન સ્ત્રીને એટલું જ કહ્યું કે "જો તારો વિષયરસ ઉભરાઈ જાય, જો તું ખાનપાનને લીધે મસ્તીના મદમાં આવી જાય, તો ભલે પારકા પુરૂષ સાથે વહેવાર રાખવાની છૂટ હું તને આપું છું. પરંતુ મારી એટલી શરત પાળજે, કે આપણી હવેલીની સામેના પાદરે સવારે જે પુરૂષ છેકછેક ઘણે જ દૂર જઈને ઝાડે ફરવા બેસતો જણાય તેની સાથે જ સોબત કરજે!"

આમ કહ્યાને કેટલાક મહિના વિત્યા બાદ એક દહાડે પેલી યુવતી મસ્તીમાં આવી ગયાથી સાથે રાખેલી ડોસીમાને કહેવા લાગી:—"માજી! માજી! જૂઓ બારીએથી! પેલો નૌજવાન, ખુબસુરત જવાન છેક છેક દૂર વેર જઈને હાજતે બેઠો. એ પાછો ફરે ત્યારે એને મેડા ઉપર બોલાવી લાવજો." ઘણીક વારે તે જવાન આવી પહોંચતાં પેલી ડોસીમા વહેલી દાદરેથી ઉતરીને ઉતાવળમાં જઈ તેને કહેવા લાગી, કે "હે ભલા જન! મારી બાઈ તને હમણાં જ બોલાવે છે, મહેર-

બાની કરી હમણાં જ ઉપર આવ!" પેલો જવાન દયાળુ ખવાસનો હોવાથી ગભરાયો, કે આ બાઈ ઉપર એવું તેશું આવી પડયું હશે, કે તે મને જલદી તેડી લઈ જાય છે! આ વિચારથી તે જોરમાં દાદર ઉપરથી ચઢી આવવા લાગ્યો. એટલે ઝાડે ફરવા જવાનું હાંલ્લુ દાદરને અથડીને ભાગી ગયું. હાંલ્લું ભાગી જવાથી તે બાપડો બહુ જ દિલગીરીથી મેડીએ ચઢયો. તેના ચહેરાનું પાણી ઉતરી ગયું હતું.

તેણે પેલી બાઈ આગળ ઉતરેલે ચહેરે આવી પૂછયું:—"હે બાઈ! મારા જેવા ગરીબ જવાનનું તને શું કામ પડયું, તે વહેલી કહે, કે હું તું બજાવું"

બાઈ કહે:—"મારૂં જે કામ છે તે પછી, પણ હે જવાન! મને પહેલાં તો ખુલાસો કર, કે તું નીચે હતો ત્યાં સુધી તો તારો ગુલાબી ચહેરો ખીલી રહેલો, રસિયા જેવો લાગતો હતો, અને માત્ર દાદર ઉપરથી ચઢી આવ્યો એટલા વખતમાં એવું તે શું બન્યું, કે તારો ચહેરો કરમાઈ ગયો?"

જવાન:"–બાઈ,! તે વાત ના પૂછ. તારે જે કામ હોય તે કહી દે!"

બાઈ:–"નહીં, હું પહેલાં મારા સવાલનો જવાબ માંગું છું."

એટલે પેલા જવાને આનાકાનીથી આંખમાં પાણી લાવી નાખુશ ચહેરે જણાવ્યું કે, "હું જે દહાડેથી પાદરે ઝાડે ફરવા જવા લાગ્યો તે દહાડેથી આજ સુધી મેં પાણી લઈ જવાનું માટીનું એક જ હાંલ્લું વાપર્યું છે. પણ અફસોસ! તે મારો જૂનો સાથી, મારી એબનો જોનાર, તારા દાદર ઉપર હું જોરમાં ચઢવા ગયો, કે ભાગી ગયો. તારા ઉપર એવી શી આફત આવી પડી હશે કે સુખમાં રહેનારી તું ગૃહસ્થ બાઈ મારા જેવા બેગાંના પારકા પુરુષની મદદ માગે છે, જેથી વહેલો ચઢી આવતાં તે હાંલ્લું દાદરના કંગુરાને અથડીને ભાગી ગયું, જેથી હું ઉદાસીથી વિચા-

રમાં પડયો છું, કે જે એક જ હાંલ્લાએ મારી જાત જોયેલી, જે એક જ હાંલ્લા આગળ જન્મારા સુધી હુ નાગો બેઠેલો, જે જૂના સાથીએ જ મારી ખાનગી એબ દીઠેલી, તે સાથી હવે ગુમ થવાથી જયારે હું નવું હાંલ્લું લાવીશ ત્યારે મારી ખાનગી એબ તે નવા સાથીને બતાવવી પડવાની, એ વિચારથી મારૂં ચિત્ત ચકભ્રમ થયું છે! બાઇ! હવે તારૂં કામ ઝટ કહી દે."

આ વાત સાંભળી પેલી જવાન અપ્સરા તો છક્ક જ થઈ ગઈ. આહા, મરદ થઇને એક નિર્જીવ હાંલ્લાને પણ પોતાની કાયા બતાવતાં શરમનો પડદો આડો રાખે છે, તો તે પુરૂષ મારી મનકામના પૂર્ણ તો કયાંથી જ કરે? અરે! જયારે જવાન પુરૂષ પોતાનું શીલ સાચવવા માટે આટલો ઉત્સુક છે, ત્યારે મારા જેવી એક ગૃહસ્થઈવાળી અબળાએ પોતાની કાયા પરપુરૂષને બતાવવી, એ પાપીમાં પાપી કામ છે. આવો તેણે વિચાર કરી પોતાની વાંચ્છના તોડી નાંખી અને પેલા જવાનનો મોટો આભાર માની રજા આપી, પોતે પોતાનો હકકદાર ખાવિંદ આવતાં સુધી ઇશ્વરનું સ્મરણ કરી પોતાનો મદ શમાવી દીધો.

અલ્યા લહેરી! આ વાત ઉપરથી ઝટ એટલો જ સાર ખેંચી લે, કે "થોડા સમયને સારૂ બહારની વસ્તુઓથી. ઇંદ્રિયોનાં સુખોથી, બુદ્ધિની ચીકણી દલીલોથી, જગતના આશ્ચર્ય ઉત્પન્ન કરનારા પ્રસંગોથી વેગળો ખસી જા, અને તારા હૃદયમંદિરના ઊંડામાં ઊંડા દિવાનખાનામાં પ્રવેશ કર. ત્યાં રહેલા દરેક પ્રકારના સ્વાર્થી અને અપવિત્ર વિચારથી મુકત થવાથી તું ત્યાં અખંડ સુખ, પવિત્ર શાંતિ અને આનંદમય સ્થિરતા અનુભવશે. જો કે તે પવિત્ર જગ્યામાં તું થોડો જ વખત રહી શકે, પણ ત્યાં તું ધ્યાન ધરે તો તારી નિર્દોષ અંતરની આંખો ઉઘડી જશે, અને વસ્તુઓનું ખરૂં સ્વરૂપ તારા અનુભવમાં આવશે. તત્વને તત્વરૂપ તું ઓળખીશ.

તારી અંદર આવેલું આ પવિત્ર સ્થાન તે જ તારો ખરો અને અમર આત્મા છે. તે સાથે તારૂં ઐક્ય તું સાધે ત્યારે જ તું ઉત્તમ પ્રકારના મનવાળો, સમગ્ર જ્ઞાની કહી શકાય. તે જ પરમ શાંતિનું સ્થળ જ્ઞાનનું મંદિર, અને અમરપણાનું રહેઠાણ છે." આ સ્થાન મેળવવા માટે તું ખુદાતાલાને વિનંતિ કર કે,

ખ્વાજા! મોરી નદીયાં પાર લગા દે, પાર લગા દે! પાર લગા દે! ખ્વાજા!
નાવ પુરાની, નદીયાં ગહેરી, મોરે ખેવૈયા પાર લગા દે! ખ્વાજા!

જે માણસ આવી પ્રભુની આજીજી કરે છે, તેને ભગવાન કહે છે કે, 'જો કોઈ અત્યંત દુરાચારી હોય તો પણ તે મારી અનન્ય ભકિત કરે તો તે સુખી જ થશે. તેને જ સાધુ માનવો, તથા તેણે જે ઠરાવ કર્યો છે તે ઉત્તમ છે એમ સમજવું; કેમકે મારી ભકિત કરવાથી તે દુરાચારી મટીને થોડા જ વખતમાં ધર્મી થાય છે, અને સદાકાળની શાંતિને પામે છે. હે અર્જુન! મારો ભક્ત કદાપિ નાશ પામતો નથી, એમ તારે નક્કી સમજવું. જે કોઈ પાપી જાતિમાં ઉત્પન્ન થયાં હોય તે સ્ત્રીઓ, વૈશ્ય અને શૂદ્ર જેવી હલકી જાતનાં હોય તો પણ જો મારો આશરો શોધે છે તો તે ઉત્તમ ગતિ પામે છે, તો પછી પવિત્ર બ્રાહ્મણો અને રાજર્ષિઓ મારા ભક્ત થઈને ઉત્તમ ગતિ પામે છે, તો તેમાં નવાઈ શી?

એટલા માટે નાશવંત તથા દુ:ખના ભરેલા આ સંસારમાં તારો જન્મ થયો છે તો તું ભકિત કર. "આ સંસાર કેવળ દુ:ખનું મૂળ છે. તેમાં સઘળી જાતનાં સુખ તો વ્યવહારશીલ જીવને ક્યાંથી જ પ્રાપ્ત થાય? તેમાં જરાક જેટલું સુખ કદાચ પ્રાપ્ત થાય છે, તો તે પણ નાશવંત જ હોય છે; તેટલા માટે ડાહ્યા પુરૂષે એ તેને અસાર સંસાર એવું ઉપનામ આપેલું છે. આ વાત જો કે સર્વ મનુષ્યો સમજે છે, અને તેમ કહે છે. પણ ખરા, કે ભાઈ! આ સંસારમાં શું છે? કેવળ ધુમાડાના

બાચકા ભરવા જેવી સંસારસુખની ઇચ્છા છે; એમાં કંઈ નથી, એ તો નાશવંત છે, વગેરે. પરંતુ તેમાંનો કોઈ પણ એ વાતને અંતઃકરણમાં ઠસાવતો નથી. માત્ર મ્હોંઢેથીજ એટલું કહીને બેસી રહે છે.

એ જ પ્રમાણે, આ લહેરી પણ એટલાં બધાં સુખ એકી વખતે પોતાને પ્રાપ્ત થયાં હતાં, તેમાં અસંતોષ માની પોતાની અપૂર્ણ ઈચ્છાને પૂર્ણ કરવાની આશામાં તથા તેના યત્નમાં નિરંતર સંતપ્ત રહેતો હતો. જેને સુખ પ્રાપ્ત થયું હોય, પણ તે જો ભોગવવા તરફ તેનું મન ન હોય, તો તેને તે સુખ ન માને. તે દુઃખ. પેલા ધર્મી રાજાને સઘળાં સુખ નિરર્થક હોવાનું કારણ માત્ર એટલુંજ હતું કે, પોતાને એક પુત્ર નહોતો. લૌકિકમાં વંધ્યાપણું, એ એક સંતાપનું કારણ મનાયું છે; અને વળી પુત્રની અભિલાષા ધરાવનાર સ્રીપુરૂષોને તો બહુ સંતાપકારક થઈ પડે છે. પરંતુ એક ચીજ ગમે તેવી ઉત્તમ હોય પણ તે વાપરી અને ભોગવી એટલે સહેજમાં તે ઉત્તમ લાગતી બંધ પડે છે. એ પ્રમાણે કુદરતે આપણે માટે એક ચીજ ઉત્તમ અને મધુર ધારીને બનાવી હોય, તે આપણા મનથી તો કડવાશ અને કંટાળાનું મૂળ લાગે છે. એ પ્રમાણે આપણી ખુશાલીમાંથી ખત્તા નીકળી છે, અને આપણા સુખમાંથી દુઃખ નીકળે છે. "લાખે લેખાં ને કરોડે નામાં; ને જતે દહાડે કાંઈ ન દેખાં."

# દિલાસા પત્ર ૫૦ મો.

"Ah! sweetly they slumber, nor love, hope, nor fear
Peace, peace is the watchword, the only one here".

*Knowles.*

"આહા! તેઓ મોજથી ઉંઘે છે, તે ચહાતા નથી, આશા રાખતા નથી અને બ્હીતા નથી; શાંતિ, શાંતિ જ એ અત્રે તેઓનો એક મુદ્રાલેખ છે" નોહ્‌લ્સ.

મરણકાંઠે આવેલો નર પોતાની કરણીને ચારણીમાં ચાળી મૂકેલી જોશે. યમરાજ તેની આગળ જાણે પારદર્શક કાચ ધરે છે, અને કોઇ મરતો માણસ, તેમાં ફરેસ્તાઓની છાયા જુએ છે, કોઈ માણસ સેતાનની જ છાયા દેખે છે, અને કોઇને હંમેશનો જ રંગ દેખાય છે. હે પંચી! તું આ જગતમાં માનવી રૂપે આવ્યો ખરો, પણ પંખી રૂપે તને ઉડી જવું પડશે. જોશીના જોષ, વૈદ્યનાં ઔષધ, કે સલામતીની દુવાઓ તારૂં મરણ અટકાવી શકશે નહીં. તારી બેટી કે બાયડી નિત્ય ઉઠીને ઓવારણાં લેશે કે "મરૂં રે મરૂં! જી ભરૂં! ઘરડા ડોસા થજો રે મરૂં! જીવતા રહેજો રે મરૂં!" વગેરે, ઘણા પ્રેમથી પોતાનો જીવ પણ તારા જીવના બચાવ માટે અર્પણ કરવા સારૂ ઓવારણાં લઇ ઓવરાઈ પોવરાઈ જશે, પણ તેથી ન તો તારો જીવ બચશે, કે ન તો તું મરે ત્યારે તે પોતાનો જીવ આપવા તૈયાર થશે.

એક ડોસી પોતાના જવાન છોકરાનાં નિત્ય ઓવારણાં લેતી હતી, કે "મારો દીકરો જીવતો રહો, ને ઘરડો ડોસો થાય!" આમ દરરોજ ઓવારણાં લઇ ખુદા પાસે દુવા ગુજારતી હતી, છતાં જવાન દીકરો ખાટલે પડયો, અને

પગે પાંગળો થઈ અશક્ત બન્યો. તેણે ખાટલા ઉપરથી એક દહાડે નીચે ઉતરી ચાલવાનો પ્રયત્નો કરવા માંડ્યો તો ચલાયું નહીં, ત્યારે ખુણામાં પડેલી લાકડીને કહ્યું કે;

ઉઠબે સોહાગણ લાકડી! પડા હે તેરા કાજ;
જો દીન મૈંયાં મંગતીથી, વો દિન આયા આજ.

ડોસી દીકરાને ઘરડો થયેલો જોવા માગતી હતી, તે દીકરો જુવાનીમાં જ ઘરડો થઈ લાકડી લઈ ચાલવા લાગ્યો. થનાર વસ્તુ ગમે એવી દુવા ચહાવા છતાં હરરોજ દરેક ઘરે થતી જ જાય છે.

તારી આગળ કાબેલમાં કાબેલ જોશીઓ આવી ટીપણાં, ટપકા, ને કુંડળીઓ કે જન્મોત્તરીઓ કરી તારૂં લાંબું આયુષ્ય કહેશે, પણ તું તો આંખના પલકારામાં મરશે, અને જોશીને જૂઠો પાડવા તું પાછો ફરશે નહીં. "જે ગયા મરી તેની ખબર ન આવી ફરી." અરે રે! પ્રિન્સ આલ્બર્ટ આગળ એક બે નહીં પણ બત્રીસ મહાન ડાકટરોએ ભેગા થઈ તેને બચાવવા અગણિત ઉપાયો કર્યા, પણ તેના જેવાએ જીવવા ન પામ્યો. ઈંગ્લંડના રાજાની હરરોજ હજારો જણાંઓ તરફથી સલામતીઓ ચહાવામાં આવે છે, હજારો વાર "રક્ષ દેવ! તું મહારાણી બહુ જીવજો!"નાં રાજગીતો ગવાય છે, તો પણ મહારાણી પણ કૈલાસવાસી થયાં. રાજા એડવર્ડ ગુજર્યા ત્યારે પોકારચીએ શો પોકાર કર્યો?

"રાજા મરણ પામ્યા, ખુદા રાજાને સલામત રાખો."

જૂના રાજા ગયા, પણ નવા રાજાને સલામત રાખવા પ્રભુ-પ્રાર્થના થાય છે. રાજાના મરણની એક ગમથી શોક પાળ-વાની ક્રિયા થાય છે, અને તે જ પળે નવા રાજાના ગાદીનશીન થવાની ધામધુમ ચાલે છે. આવી રીતનો આ જન્મ છે. માટે માટે હે પંચી! તું મરણનો શોક શા માટે કરે છે? આ

નાશવંત દુનિયાં છોડી, અવિનાશી દુનિયામાં જવા માટે દુઃખી શા માટે થવું? "કધ નો ઇધ અષાઊમ અગતો ઇથ્યે જંડ. હુતત હુચ અંડ ઓત અઈથ્યે જડ હેમ અહુમ્ આ." માણસના મરણ પછી ત્રીજી બામદાદે તેનું રવાન પેલી દુનિયામાં જાય છે ત્યારે બહુમન અમશાસ્પંદ તેને કહે છે કે, "ઓ અશો! નાશવંત દુનિયા તરફથી અહિં વગર નાશની દુનિયા તરફ અમારી આગળ તું આવ્યું?"

કહ્યું છે કે प्राप्तकालो न जीवति, જેનો મરણકાળ આવી પહોંચ્યો છે તે જીવી શકતો નથી.

એક ખાલપાને ત્યાં એક અધમુઆ બળદનું ચામડું ઉતારવા સારૂં ચંડાળને આણવામાં આવ્યો. ચામડું ઉતારવાની સામગ્રી ચંડાળને તૈયાર કરતો જોઈ. તે જ ખાલપાને ત્યાંની ગાડીનો બીજો બળદ રોવા લાગ્યો. ત્યારે પેલા મરતા બળદે તેને કહ્યું, "હે બંધુ! ચામડું તો મારૂં ઉતારવાની તૈયારી ચાલે છે. મરૂં છું તો હું ને તું શાને રડે છે?" પેલો ખાલપા ધણીનો બળદ બોલ્યો: "હે ભાઈ! વીસ વીસ વરસ થયાં હું મારા બળદ બંધુઓના આવા હરરોજના હાલ થતા જોઈને રોજ રોજ મુંઝાઉં છું, કે મારી પણ આવી જ દશા અંતે થવાની, તેથી હરરોજ આવો મુંઝાપો હવે મારાથી નથી ખમાતો. નિત્ય રોજનો આવો ધડકધ્રુજારો દેખી શકાતો નથી. તું તો હવે એક બે પળમાં નિકાલ પામશે, ને હું તો તારા જેવા અનેક ભાઇબંધોના આવા હાલ જોઈ ઝુર્યાં કરવાને જીવતો રહીશ, તેનો મને બહુ સંતાપ થાય છે. પ્રભુ! હુજુ તારી જગા મને આપે તો હું વહેલો પરવારી જવાને મહા ભાગ્યશાળી થાઉં!" હે પંચી! આવા પ્રકારનું જ તારૂં જીવન છે.

जातो बालो युवा वृद्धो मृतो जातः पुनस्तथा ॥ बभ्रमीत्येष संसारे घटीयंत्रसमोऽवशः આ અજ્ઞાની જીવ સંસારને વિષે ઘટીયંત્રની પેઠે, એટલે જેમ

કુવા ઉપર રહેંટમાં ઘટમાળ હોય તે ફરીને હેઠળ જઈ ભરાઇને પાછી ઉપર આવે છે, અને ઉપર આવ્યા પછી ખાલી થતાં ફરીથી ભરાવાને નીચે ઉતરે છે; જેમ કુંભારનો ચાક (ચક્ર) તથા ઘાણીનો બેલ સદા ફર્યાં કરે છે તેમ પરવશ થઈને હરેક જીવ જન્મે છે, બાળક થાય છે, જુવાન થાય છે, વૃદ્ધ થાય છે, મરે છે, અને વળી પાછો જન્મે છે અને એમ અજ્ઞાનથી જીવ પોતાના સ્વરૂપને ભૂલીને જન્મમરણ રૂપી ઘટમાળમાં ફરી ફરીને મહા દુઃખ ભોગવે છે.

આ ઉપરથી હે પંથી! જ્યારે દિલગીરી, દરદ, સંકટ, કે કોઈ પણ જાતનું દુઃખનું વાદળું તારા શિર ઉપર આવી ચઢે, અને તું થાકેલાં પગલાંથી ગોથાં ખાતો ખાતો ચાલે, ત્યારે સમજજે, કે આનંદ અને સુખનો અસીમ પ્રકાશ અને તારો પંડ એ બે વચ્ચે રાહુ રૂપે તારી સ્વાર્થી ઇચ્છાઓ, અથવા મનકામનાઓ આડી આવે છે મતલબ કે સુખનો અસીમ પ્રવાહ તારા ઉપર સીધો અને આપોઆપ પડે છે, પણ તેની વચ્ચે તારી વાસનાઓ, સ્વાર્થી ઇચ્છાઓ રાહુ રૂપે આવીને અમુક મુદ્દત સુધી પોતાનો પડછાયો તારા ઉપર પાડે છે, કે જેને તું દુઃખ એ નામથી ઓળખે છે! અને છેવટે તને પણ એમ જ બોલવું પડશે, કે જ્યાં સુધી હું જીવીશ ત્યાં સુધી દુઃખો અને આપદાઓ મને છોડવાની નથી, પણ મારે જ તેઓને છોડવાં પડશે. યોગ્ય કહ્યું છે કે "Misfortune will never leave me till I have it" 'જ્યાં સુધી કમનસીબ મારી પાસે રહેલું છે ત્યાં સુધી મને છોડશે નહિ.'

હે પંથી! આ જીંદગીમાં તું તારા વિષયરસને ત્યાગે નહીં, તારી વાસનાઓ અને ઇચ્છાઓને મારે નહીં ત્યાં સુધી એની એ ઘટમાળમાં તું આફતો સહન કર્યાં કરવાનો જ. તું જો, કે વિષયમાં જ હાથી મરણ પામે છે. જે દેશમાં હાથીઓ ઘણા હોય છે તે દેશમાં

તે હાથીના દાંતને લેવા વાસ્તે જંગલી લોકો જંગલમાં મોટા ખાડા કરે છે, ને તે ખાડા ન દેખાય, તે માટે ઉપર લાંબા વાંસો નાંખી, ઘાસ પાથરી, જમીન બરોબર કરી રાખે છે. ખાડાની જે તરફથી હાથીઓનું ટોળું આવતું હોય, તેની સામી બાજુ લાકડાની એક હાથણી રંગ દઈ તૈયાર કરી મૂકે છે. તે જોઈને જેમ "કુતરૂં નાન જુએ પણ ડાંગ ન જુએ," તેમ પેલા દૂરથી આવતા હાથીઓ-માંનો કોઈ હાથી, એ ખરી હાથણી છે, એવું ધારીને તે હાથણીને સ્પર્શ કરવાને જેવો દોડે છે, તેવો જ તે ખાડામાં પડીને દુઃખી થઈ થઈને મૃત્યુ પામે છે.

મુનિજન મોહ્યા રે, મહા મસ્તાની માયા,
બંધને બંધાયા રે, રંક ને રાણીજાયા.
પારાશર, સૌભરી, પુરંદર, નારદને વશ કીધ,
ચંદરમા ચિત્તમાં લલચાયા, લક્ષણવંતા લૂંટી લીધ,
એકશૃંગી રૂષિ રે, ઓળમાં અટવાયા, -મુનિ૦
વિશ્વ બધું છે એના વશમાં, મોહ્યા ચૌદે લોક,
બ્રહ્મા, શિવ, સનકાદિક મોહ્યા, એની આગળ ડહાપણ ફોક;
દાસ ધીરો કહે છે રે, કોણ તે માનવ કાયા—મુનિ૦

વિષય થકી જગતના દંડદાતા અખિલ યોગીંદ્ર સદાશિવ તે પણ ભીલડી ઉપર આશક પડ્યા હતા! ઈન્દ્ર અહલ્યા ઉપર અને જગદ્-ગુરૂ બ્રહ્મા પોતાની પુત્રી ઉપર વિષયને લઈને જ આશક થયા હતા! નારદજી વિશ્વમોહિની ઉપર વિષયને લીધે જ આશક થયા હતા. તો હે પંચી! આવા વિષયરસમાંથી તારે બચવા કેટલો મોટો પ્રયાસ કરવો પડશે! હે પંચી! વિષયરસમાં લપટાઈ પડવાથી જ માનવી દુઃખી જીંદગી ભોગવે છે. કુતરાંઓ ૭ ૭ મહિનાનાં સુકાં હાડકાંના રસ લઈ લઈને કરડે છે. સુકાં હાડકાંને કરડવાથી તેમના

જ દાંતોમાંથી લોહી નીકળે છે. છતાં જાણે હાડકાંમાંથી લોહીનો રસ નીકળતો હોયની તેમ મિઠાશ લઈ લઈને તે હાડકાંને કરડી કરડી પોતાનું જ મોં સુજાવી મૂકી દુઃખ પામે છે. અને મોંઢામાં કીડી પડી તેને બહુ પીડે છે. તેમ જ હાડ ને માંસના ગંધીલા લોચા તરફ પ્રીતિ ધરાવી માનવીઓ કુતરાંની માફક વિષયરસ ભોગવે છે, અને તેનાં દુઃખી પરિણામ ભોગવે છે.

ઓ જુવાન છોકરાઓ! તમારી ૧૦ વરસની કે ૧૧ વરસની ઉમ્મરમાં તમે જે ગાંડાદશી ભોગવો છો તેથી જરૂર ચેતજો. એ દશકાના પહેલા હફતામાં અકુરતી ખલિત મા કરો. એ ગાંડાદશીમાં તમારી ધાતુ ખરાબ ના કરો! દેહનો જે રાજા તમારો મણિ, તમારી ધાતુ, તમારૂં ગૌરવ, તમારૂં સત્વ, તે બરબાદ ના કરો! હે યુવકો! તમારી ૧૭ થી ૨૫ વરસની વયમાં તમારી ગદ્ધાપચીશીનો બહાર હોય ત્યારે તમારૂં મણિરૂપી દ્રવ્ય ફોકટ ના ખરચી નાંખો. આંખે જોઇને પગ મૂકવો, વસ્ત્રથી ગાળીને પાણી પીવું, સત્યપૂર્વક વાણી વદવી, વિચારપૂર્વક સદાચરણ કરવું, અને જુવાનીમાં ધાતુ (ધાત) સાચવવી, એટલા ઉપર જો તમે ધ્યાન આપશો તો તમને શારીરિક દુઃખો નહીં થાય. અરેરે! ખોટાં અને અકુરતી મૈથુન જવાનીમાં કરવાથી અઘોર વયમાં સંધિવા, કળતર, લોહીનો બગાડો, ક્ષય અને લકવો, એવાં દર્દો ઘણાં ઘણાં તમારે ખમવાં પડશે. વળી રોગથી માથું દુખશે, રોજનો ઝીણો તાવ લાગુ પડશે. મનશકિત ક્ષીણ થશે, અને જ્યારે તમને પસ્તાવો થશે ત્યારે થઈ ચૂકેલી ભૂલોનાં પરિણામોને આવી પડતાં અટકાવવાનું ઘણું મોડું થયેલું તમને જણાશે. કેમકે શરીરમાંનો રાજા જ નબળો પડવાથી કદાચ જ તમોને સંતાન પેદા થશે, ને કદાચ વંશવેલો થશે. તો પણ તે રોગી અને તવાએલો તથા દુઃખી દરદી નીવડશે. વિવેકને વળગી રહી, હલકી વાત માટે શિખામણ દેવાના શરમ રાખી, આવાં દુઃખથી પીડા પામતા પુત્રને

યથાશકિત શિખામણ આપીને જે પુરૂષ તેને દુઃખથી મુકત કરવા યત્ન કરતો નથી તેને સારાં માણુસો ઘાતકી ગણે છે. ઓ છોકરાઓ! જુવાનીમાં અટકચાળી કરી......કરવાથી, તથા.........કરવાથી, દિવસે ઉંઘવાથી અને દિવસ ઉગતાં સુધી સૂઈ રહેવાથી આયુ-ષ્યનો ક્ષય થાય છે. તેમ જ પ્રભાતમાં સૂવું અને રાત્રે અપવિત્ર થઈને સૂવું, એનો પણ નિષેધ છે. ઉઘાડું મારાથી કહી શકાતું નથી પણ મોટપણે તમોને મન ને તનનાં ઘણાં દુઃખો ન જોવાં પડે તે માટે મર્યાદા રાખી રાખીને આટલું જ કહું છું, કે તમારો ઘટરસ બગાડતા ના. દુઃખનું મુખ્ય કારણ તે મણિનો બિગાડો છે. જુવાનીમાં અકાળ મરણ નીપજવાનાં કારણોમાં એ જ બિગાડો મુખ્ય છે. મારી આ કિમ્મતી સલાહ, ઓ જુવાન છોકરાઓ! ખુબ ચાવી ચાવીને વાંચજો.

હે પંચી! સુખી ઘર તો તે જ છે, કે જ્યાં હાજત ઉપરાંતનું કાંઈ દીઠામાં આવતું નથી, મગર જે ગરીબ ઘર સંપ અને એકદિલીથી હલમલી રહ્યું હોય તે રાજાના મહેલ કરતાં પણ વધુ સુખી ને સુંદર છે. નામાંકિત ફ્રેંકલીન કહે છે કે થોડી હાજત હોય અને તે હાજત પૂરી પાડવાની શકિત હોય, એટલે માણુસ સુખી ગણાય. "મન કહે ધરાઇશ નહીં, ભુખ કહે ખાઈશ નહીં," એવી હાલતનું ઘર સુખી નથી. સુખી હાલત ઉપલા ઘરમાં જણાય છે. એ લોકોમાં કજીઆનું મોં કાળું છે. એ લોકોમાં સંપ અને સંતોષ છે. એ લોકોમાં શરીરની સુખા-કારી છે. એ લોકોમાં હાજતો થોડી જ છે. અને તે હાજતો પૂરી પડે છે, એટલે તેઓ સુખી છે. તેઓ મેહેનત કરે છે અને પેટ ભરે છે. એટલે તેમને બીજી ફીકરચિંતા કાંઈ જ નથી. અલબત્ત, એક રઝળતા ટળવળતા ભિખારીની જે હાલત તે કાંઈ સુખની હાલત નથી. અને આ લોકોની હાલત તેવી નથી. સૌ કોઈ કહે છે, કે ઘરનું સુખ તે સઉથી સરસ સુખ છે. ઘરનું સુખ તે જાણે

ગામનું સુખ છે. ઘરનું સુખ હોય, અને દુનિયાનું બીજું ગમે એ દુઃખ હોય તો ચાલી શકે, પણ દુનિયાનું ગમે એવું સુખ હોય, અને ઘરનું સુખ હોય નહીં, તો ઘર બિહામણું લાગે છે.

જે ઘર નાર સનાર, જનમારો તે જીતિયા;
દીઓ ગઉકુ દાન, પીંપલકો પોષીયા.

હે પંચી! આવા એક ઘર તરફ ધ્યાન પહોંચાડો. ઘર એ જોશો તો ગરીબ માણસનું છે. ઓરડો જોશો તો નાનો છે. તેમાંનો સામાન જોશો તો સાદો છે, માણસો જોશો તો ગરીબ છે, પણ તેઓ તંદુરસ્ત છે. તેઓ ખુશી છે, હસે છે, ગાય છે, વગાડે છે, રમે છે, અને એકેકને રમાડે છે. મોટા બાવા માંહાટાટ બની રહેવા છતાં કાનટોપી પહેરીને કેવા ટટાર બેઠા છે! અને સારંગી વગાડે છે. પાસે બેઠેલાં મોટાં મા મરણકાંઠે આવ્યા છતાં, ટાઢનાં લખલખાં ન ખમાવાથી ઓઢીપોઢીને બેઠાં છે, તો પણ પોતાથી ત્રીજી પેઢીનાં બચ્ચાંને આંખ આગળથી ખસેડતાં નથી. આ ઘરડે ઘરડાં જોડાંની વહુ જે આજકાલ કરતીકારવતી ઘરધણીઆણી થઈ છે, તે ઉમ્મરે અઘોર થવા છતાં ઘરનું એટલું કામ કરે છે, કે તેને આ કુટુંબમંડળમાં આવી બેસવાની અને બચ્ચાંને ખોળામાં રમાડવાની હમણાં જ જરા ફુરસદ મળી છે. છોકરો બપાવાની સામો ઉભો રહી ટટા ટીટીની તોતડી ભાષાની ગમ્મત આપે છે. ત્યારે કહે પંચી! કે હવે ખરૂં સુખ ક્યાં છે? “મા ભઠિયારી, પુત ફતેહખાં” કહેવડાવી, થોડી હાજતે સંતોષ માને છે ત્યાં. અમસ્થી દોલત, અથવા રાજપાટ, અથવા બાગબગીચાથી જ કાંઈ માણસ સુખી થતું નથી. એક જણ પાસે બાગબગીચા ન હોય, વાડીગાડી ન હોય તો પણ તે ઘણો જ સુખી રહી શકે છે. પેટ ભરીને ખાવું અને નચિંતાઈથી ઉંઘવું, એ જ જો સુખની સાબિતીઓ હોય તો જેમ દોલત વધતી તેમ એ નિશાનીઓ ઓછી માલમ પડે છે અને એ સાબિતીઓ પૈસા વગર મળી શકે છે. યાદ રાખ પંચી!

જો ત્યારે તારૂં ઘર સુખી જોવું હોય, માત્ર માત્ર તારી જોરૂ ઘણી સારી હોય તો તેટલુંજ બસ છે. જો ઘરનો તે પ્રધાન ડાહ્યો હોય તો તને કહિએ દુઃખ કે વિપત્તિ નડશે નહીં.

સુખ સંસાર નારી સમાન બીજું નથી ખરે; રૂડી સ્રી જેને જડે,
મોજે જગની આરામ માન, સર્વે મેળવી ફરે, રૂડી સ્રી જેને જડે,—સુખ૦

મિત્ર સગા સુખના સહુ, તજશે આફત જોઈ, કરશે તમ બદગોઈ;
સત્ય વળગી રહેશે બહુ નારી દુઃખસાગરે, તે તમ જાણજો ખરે.—સુખ૦

પતિ સુખી તેજ ખરો—મળે પાકજાદ નાર,
પવિત્ર કોલ ધર્મનો—પાળી રહે વફાદાર. બીજું નથી૦

નરે તે કમનસીબ ખરો-જેને આ મળે બુરી, છે વ્યર્થ જીંદગી ખરી,
વહે દિલે ગમનો ઝરો-તે સદા દુઃખી કરે, આખર ઝુરી મરે. સુખ

નાર ખરી તેજ ગણાય, ઘાનત રાખે પાક,
બદકર્મોથી ડરી હંમેશ, રાખે ધણીનો ધાક. બીજું નથી૦

ખરો સુખી તે જ છે જવાન, જે પાસે રૂડી નાર, સુખે દુઃખે ભોગવે પ્યાર;
કહે 'નોશેર' જગ દરમ્યાન, સ્રી છે શ્રેષ્ટ ખરે, રૂડી સ્રી જેને જડે.—સુખ૦

જુવાન ભરથારોએ પોતાના સુખ માટે, અને ભલી ભાર્યાએ દુઃખને પોતાના ઘરનો ઉંબર ઓળંગી બહાર નીકળી જતું જોવા માટે, ભલી ઓરતોના ભરથારો પ્રત્યેના રૂડા દાખલા જાણવાની જરૂર છે. બૅવેરીયાના ડયુક ગેલ્ફે, શહેનશાહ ત્રીજા કૅનરાડ સાથે લડાઈ ઉઠાવતાં ફસી પડયો, અને ઘેરાઈ ગયો. આખરે તેની રાણીએ આ ઘેરામાંથી દેશ બહાર જવાની શહેનશાહ પાસેથી પરવાનગી મેળવી. ડચેસ ઓફ બૅવેરીયાએ જોયુ, કે પોતાના મહેલમાંનાં બૈરાંઓને પાદશાહ પાછળથી લાજ લુંટી ખરાબ કરશે, તેથી એવી પાસપોર્ટ માગી કે મહેલમાંથી જે આદમીઓ બહાર જાય તેઓને તેમનાથી લેવાય તે ચીજ લઈ જવા દેવી. પાદશાહે કબુલ કરવાથી મહેલમાંનો તમામ ખજાનો પડતો મૂકી દરેક અમીરજાદી પોતપોતાના ધણીને

ખાંધે મૂકી પસાર થઈ ગઈ. આવી વફાદાર ઓરતોની આફ્રીન કરી પાદશાહે તેઓના ધણીઓને માફી બક્ષી કહ્યું, કે "દુઃખમાં સાગરીત એ તો ભલી ભાર્યા જ છે. જીઆંગાર દર્દનું રામબાણ ઔષધ તે તો સદ્‌ગુણી નાર જ છે. આફતને મારનાર દેવી તે નેક ખસલત ઓરત જ છે. હે ઉમરાવો! તમને કુદરત પણ દુઃખો કેમ આપી શકશે? અરેરે! જે ઘરમાં હિમ્મતવાન ને દુઃખમુક્ત સ્ત્રી વસે છે તે ઘરને ત્રણ વાર નમસ્કાર હોજો !".

કમનશીબ લોર્ડ રસલની સ્ત્રી લેડી રસલના જેવી દુઃખ ખમનારી ને ધીરજવંત બાઈ કોઈક જ થઈ હશે. ધણી ગુજરી ગયા પછી પોતાનો બેટો બેડ્ફર્ડનો બીજો ડયુક મરણ પામ્યો, ત્યારે "ખુદાની મરજીને આધીન છું" એટલું જ બોલીને જાણે કાંઈ અકુદરતી બન્યું જ ન હોય તેવી શાન્તિ રાખી ફરતી. પછી જ્યારે તેની પ્યારી નાની દીકરી ડચેસ ઑફ રલૅંડ ૯ મા બાળકને જન્મ આપીને ગુજરી ગઈ ત્યારે રસલ બોલી, "ખોદાના હુકમને તાબે છું." આ નાની બેટી ગુજરી ગઈ ત્યારે વડી બેટી ડચેસ ઓફ ડેવનશાયર સુવાવડમાં હતી, જેથી લેડી રસલે જોયું, કે તે ગભરાટમાં ઓળનું ડોળ કરી મૂકશે, માટે નાની બ્હેન ગુજરી ગયાની ખબર જ સુવાવડી દીકરીને આપી નહીં અને એકાએક એવી ખબર નહીં આપતાં વડી બેટી જ્યારે નાની બ્હેનની ખબર પૂછવા લાગી, ત્યારે તે છાતી ઉપર પથ્થર મૂકીને બોલી કે, "આજે તે બીછાના ઉપર દીઠામાં આવી નથી!" આ તે હિમ્મત. એ જ માફક આપણા પહેલા સર જમશેદજીથી ઘણાં નાનાં બાળકોનાં મોત લેડી અવાંબાઈએ છુપાવ્યાની વાત મશહુર છે.

આવી સદ્‌ગુણી બાનું જે ઘરમાં વસે છે, તે જ ઘરમાં શાંતિ દીઠામાં આવે છે.

દુઃખ રૂપી જેવો રે, સંસાર સુખ રૂપી વળી;
વિચારીને જોશો રે, ભેદ સાચો જોશો કળી.

માન્યા મનોરથ સિદ્ધ થવાથી, અંતર થાય ઉલ્લાસ;
આશા ઉંધી વળતાં ઉરમાં ખિન્નતા ખેદ નિવાસ;
જુઓ રંગ જૂદા રે, હર્ષશોક ભેગા મળી —દુઃખ૦

અમૃત સાથે વિષ મળ્યું છે, ચિત્ત ધરો એ ચિતાર;
અનુભવથી પછી આંકી જોજો, પ્રસર્યો એ જ પ્રકાર;
સાચું જુઠું ભેગું રે, જગત થયું તેનું મળી.—દુઃખ૦

માનત નહીં જો સુખ સમૂળું, માંડત નહીં ઘરબાર;
માતા, પિતા, પુત્ર, નારી આદિની, માયા ન થાત લગાર,
પવન શીત સાથે રે, ઉષ્ણતાની આંચ વળી.—દુઃખ૦

સ્વારથ ને પરમારથ સાથે, આ દેહે જ સધાય;
લાભ અનુપમ એવો લેતાં, પ્રસન્ન પ્રભુજી થાય,
ભવ બધા એ રીતે રે, જાશે જોતાં જોતાં ટળી.—દુઃખ૦

# દિલાસા પત્ર ૫૧ મો.



" Each in his hidden sphere of joy or woe
Our hermit spirits dwell and range apart,
Our eyes see all around in gloom or glow
Hues of their own, fresh borrowed from the heart."

'આપણા સાધુ આત્માઓ દરેક પોતપોતાના આનંદ અથવા દુઃખના છૂપા પ્રદેશમાં—જૂદા જૂદા રહે છે અને વસે છે. આપણી આંખો અંતઃકરણમાંથી તાજા માગી લીધેલા પોતપોતાના રંગો ઉદાસીમાં અથવા આનંદમાં પોતાની આસપાસ, સઘળી દિશા તરફ જુએ છે."

મિત્ર શોલીખાં! બેટા બેટી પેટે નહીં અવતરવાના દુઃખ કરતાં અવતરીને જો દુષ્ટ ચાલ ચલાવે, તો તેથી થતાં દુઃખ બહુ ભારે હોય છે. તેમ જ ઘણા મિત્રો નહીં હોવાના દુઃખ કરતાં ઘણા મિત્રો થઈ ઘર મારે તે દુઃખ ભારે છે. મિત્રને વહેલો શત્રુ કરવાથી ઘણી મુશ્કેલીઓ આવી પડે છે. પરંતુ દુષ્ટ લોકોને ધિક્કારવાથી આવી પડનારી આફતો કરતાં તેઓને દુશ્મન કીધાથી ચોગણી આફત આવી પડે છે. માટે મિત્રથી છૂટો પડે તો તેને દુશ્મન બનાવીને છૂટો ન પડ.

શોલીખાં! દુઃખોની હજારો તરવાર સામે, સંસારની લાખો જંજાળો સામે એક જ ઢાલ તારી પીઠે વળગાડેલી રાખજે, અને તે તારી મોહોરદાર. જો એક માણસે સઘળાં દુઃખને હણવાં હોય, જો એક પુરૂષે સંસારનાં સઘળાં સુખ જોવાં હોય, તો પરણેતર પોતાનાથી વિમુખ ન થાય, સ્ત્રી વિયોગ ન કરે, ઓરત શત્રુ ન થાય, એવી દરેક તજવીજ તેણે

રાખવી. હરેક પુરૂષે પોતાના ઘરરાજ્યના પ્રધાનને અચ્છી સુરતનો પસંદ કરવા કરતાં અચ્છી ખસલતનો પસંદ કરવો સજાવાર છે. કંઈ નહીં, તારી દીકરી બજારૂ નીકળી તેનો શો અંદેશો છે? જાગીરો ફના થઈ ગઈ તેનો શો મુજાકો? દોલત ઘસડાઈ ગઈ તેથી શું થયું? તારા દુઃખના વખતમાં તારી ખરી મોહોરદાર અને તારા ખરા દોસ્તો તારૂં સૂનું ઘર શાંત પાડી શકશે.

શોલીખાં નઠારા લોકોને દુશ્મન ન કરતો, તેમ ભલા લોકો હોય તેમને દોસ્ત કરવાની તક ના ખોતો. ઑગસ્ટસને જ્યારે તેની બેટી જુલીયાએ નરસ લગાડયું, અને હીનપસ્તીમાં નાંખ્યો ત્યારે તેને બોલવું પડયું હતું કે, એગ્રીપ્પા અથવા મેસીનાસ જો આજે જીવતાં હોત તો મારો આવો દહાડો ન આવત. અર્થાત્ પોતાની ઢાલ સમાન જોરૂ અને બાજુ સમાન મિત્રને અણીના કટાકટી વખત આપણને વારંવાર યાદ કરવાં પડે છે. અતિ દુસ્તર દુઃખની માંહે પુરૂષ કોઈ ટળવળે, તેને સારી નારીની સમાન બીજું કોઈ સુખદ ઔષધ નહિં મળે. આપણું ઘર એ આપણું નાનકડું રાજ્ય છે. આપણી ઓરત એ આપણા ગૃહરાજ્યનો પ્રધાન છે. પ્રધાન કાંઈ રાજભોગ કે રાજવિલાસ માટે હોતા નથી. પ્રધાનની પસંદગી કાંઈ ગોરી કે કાળી ચામડી ઉપરથી કરવાની નથી. પ્રધાન કાંઈ રાજા બુઢ્ઢા છે, કિંવા શરીરે કાયલી છે તે ઉપર નજર રાખતા નથી. તેની નજર તો રાજાનું ગૃહરાજ્ય કેમ ચાલે છે, કેમ ચાલવું જોઈએ, અને તેનું રક્ષણ શી રીતે થાય, રાજાનો બચાવ કેવી રીતે કરવો તે ઉપર જ રહે છે. તે તો હંમેશાં રાજાના સુખે સુખી, ને રાજાના દુઃખે દુઃખી રહે છે. એવા એક ઘરરાજ્યના પ્રધાન વિષે સાંભળ.

મૅડમ લાવર્ન નામની ૨૦ વરસની એક પરી જેવી ખુબસુરત અબળા ૬૦ વરસના એક ઘરડા, લોગવીના પાસ-

બાન સાથે પરણી હતી. અને તેના પતિને જ્યારે કેદ પકડવામાં આવ્યો, ત્યારે તે બાપડો સખત માંદગી ભોગવતો થઈ પડયો. વળી તેની ઉપર પૂછી પૂછીને દુઃખો પડયાં, પણ સબુરી રાખી તે પોતાના ધણીને વળગી રહી, અને જ્યારે ધણીને ફાંસીએ ચઢાવામાં આવ્યો, ત્યારે ફાંસીના લાકડા ઉપર જ તે પણ મરી ગઈ.

હે શોલીખાં! દોલત જતી રહી તેનું તું રૂદન રડે છે, પરંતુ દોલતનાં સાથે જોડાયેલી આંટીઘુંટી અને ગુંચવણો પણ મટી ગઈ તેનો તું હર્ષ કેમ દેખડાવતો નથી? જેમ દારૂ સાથે કેફ હોય છે, ગુલાબ સાથે કાંટા હોય છે, સુખ પાછળ દુઃખ હોય છે, અને જીંદગી સાથે અજલની બૂરી બ્હીક હોય છે, તે જ મીસાલે દોલત સાથે તરેહવાર જાતના ઝેરી સર્પો વિંટળાયેલા હોય છે. અને જે શખ્સ તેવા સર્પોના પેચમાંથી છેવટ સુધી પોતાને મોકળો રાખે છે તે જ શખ્સ ખરો હુશિયાર અને ખરો ભાગ્યવંતો ગણાવો જોઈએ. ઘણી વાર બને છે, કે જે કંટાળાને આપણે તાબે થઈએ છીએ તે કંટાળો ખરેખર કંટાળો નથી હોતો, પણ તે મનથી માની લીધેલો હોવાથી બીજાઓની નજરમાં આપણે રડાકુટા કર્યાં કરનારાં ને રૂદનપાટલો રડયાં કરનારાં લાગીએ છીએ, જેથી કોઈ આપણી દયા ખાતું નથી. આવા રડાકુટાથી આપણે પોતે પોતાને જ છતા પાડી દુઃખી જણાવીએ છીએ પણ બીજાઓ પાછળથી દુઃખની દયા ખાવાને બદલે હાંસી કરે છે.

શોલીખાં! જેનો તેં ભીડની વખતે હાથ ઝાલ્યો હોય, જેને તેં પ્રીતથી ચાહ્યું હોય, જેનું મન કદિ ન દુઃખાય એવી તેં તજવીજો કરી હોય, અને તે જ જો નિમકહરામી કરી ઉપકારનો બદલો અપકારથી વાળે, તો તું યાદ રાખજે કે નવ્વાણું જન્મોનું તેનું પુણ્ય ઘસડાઈ ગયું, અને નવ્વાણું જન્મોનું તારૂં પાપ ધોવાઈ ગયું. ઇંગ્લંડની તવારીખમાં એવો એક દાખલો નોંધાયેલો છે કે લેડી જેન ગ્રે જેણે થોડા દહાડા

માટે જ ઇંગ્લંડની રાણી થઈ થોડા જ દિવસ સુધી માથે તાજ મૂકયું હતું, તે ઘણી ડાહી અને ભલી બાઈ હતી. તે રાણી થવા ખુશી ન હોવાથી, અને તેની સગી મેરીને રાણી બનાવવા જેનની ખાસ ઇચ્છા અને સીફારસ હતી, તોએ તેને જ રાણી બનાવવામાં આવી. પરંતુ મેરીને જ તે બધું માન આપતી. મગર તરકટી મેરીએ તેના ધણી સાથે તેને કેદ કરાવી, ને આખરે બન્ને ધણીધણીયાણીને ફાંસીએ લટકાવ્યાં! જેન ગ્રે નિર્દોષ અને નિષ્કલંક હોવાથી ઠેઠ મરવાની ઘડી સુધી આનંદી સ્વભાવ રાખી લોકોને મરણથી ન બ્હીતાં ઈશ્વરથી બ્હીવાનો બોધ આપી, રૂમાલ ઉડાવતી ઉડાવતી ફાંસીએ ચઢી ગઈ હતી! કૃતઘ્ની મેરી એટલાથી જ ધરાઈ ન હતી, પણ તેનાં તરકટો અને ફરેબને લીધે ક્વીન એલીઝાબેથને પણ ભારે સંકટો વેઠવાં પડ્યાં હતાં, પરંતુ ઈલીઝાબેથ ધીરજનાં ફળ મીઠાં ચાખવાને પાછળથી સુખી જીંદગી મેળવીને ઈંગ્લંડની મહાન રાજકરતી રાણી થઈ પડી હતી. પણ મેરી હીણાયલી હાલતે, લ્યાનતો સાથે જ જીવવા અને મરવા પામી હતી.

તેટલા માટે હે શોલીખાં! માનવીએ હંમેશાં સદાચારનું યત્નપૂર્વક સંરક્ષણ કરવું. ધન તો જાય છે અને આવે છે. માટે ધન ઓછું થવાથી મનુષ્યને હલકો પડી ગયેલો ન સમજવો. પરંતુ સદાચારથી ભ્રષ્ટ થયેલો મનુષ્ય જ ખરેખર હણાયેલો અને હીણાયેલો છે. પુષ્કળ પૈસો હોવાથી માણસ અક્કલમંદ કહેવાતો નથી.

સવાલ— અક્કલમાં વધારે પસંદ પડેલો કોણ ગણાય છે?

જવાબ—જે કોઈ દુનિયાના નાશ સંબંધમાં વધારે જાણીતો હોય તે જ.

હે બંધુઓ! હે બ્હેનો! સંસારવ્યવહારમાં સગાંવ્હાલાં જેટલું એક્કે સુખ નથી, તેમ સગાંવ્હાલાં જેવું દુઃખ પણ એક્કે

નથી. અકેકના ઠરાવી આપેલા માર્ગો પ્રમાણે કુટુંબનાં લોકો ચાલતાં હોય, તો આ સંસાર જેવો સુખી બીજો કોઈ નથી; નહીં તો આ સંસાર જેવો દુઃખી પણ કોઇ નથી. જે આપણું સારૂં કરે તે આપણાં માબાપ. જેણે નર્યો જન્મ આપ્યો તે જ એકલાં નહીં. મા બાપ અને છોકરાં એ બે જણાએ અરસપરસ સુખની આપલે કરવા થકી ઉપયોગી થવું જોઇએ. છોકરાં અજ્ઞાન છે ત્યાં સુધી માબાપે તેમનું પાલણપોષણ કરવું, વિદ્યા ભણાવવી, ઘણાં લાડ ન લડાવીને તેમને આજ્ઞામાં રાખવાં. પછી તે મોટાં થઈને કમાતાં થયાં એટલે ફરજ છે તેમની, કે માબાપને કશી વાતે તેઓએ ઓછું પડવા દેવું નહીં. એવો એ અરસપરસનો ધર્મ છે. માતાપિતા પુત્રોને ઉત્પન્ન કરે છે, તેથી પુત્રો એ બેઉને સમાન છે. માટે પુત્ર ઉપર જેટલો માતાનો હક્ક છે તેટલો જ હક્ક પિતાનો છે, એમાં સંશય નથી.

પરંતુ હવે ઢાલની બીજી બાજુ શાસ્ત્રકારોએ એવી કહી છે, કે ઋણ કરનારો પિતા, વ્યભિચારિણી માતા, રૂપવાળી સ્ત્રી, અને વિદ્યા ભણ્યા વિનાનો પુત્ર, એ બધાં સંબંધી નહીં, પણ શત્રુઓ છે. જે માતાપિતા ગુરૂ રૂપ છે તેને હે જવાન! હંમેશાં પૂજતો રહે. કાંકે, સર્વ પ્રકારના ગુરૂઓમાં માતા એ પરમ ગુરૂ છે. માતા એ પૃથ્વી કરતાં પણ મોટો ગુરૂ છે. તેમ જ પિતા આકાશ કરતાં પણ વધારે શ્રેષ્ઠ છે.

સંસારમાં જો આવાં ટુંકાં ટુંકાં વચનોનો લાંબો વિચાર કરીને અનુભવવામાં આવે, તો માણસ માત્ર દુઃખ ભોગવવાની ચોખ્ખે હાથે ના પાડી શકે. એટલું તો ખરૂં કે એકની પાસે સર્વ ગુણો જોઈએ એવી દેવની ઇચ્છા નથી. એટલા માટે જેને અનેક ગુણની આશા છે તેની તે પૂરી થતી નથી. માટે ખેદ પામીને આપણા ગુણ હોય તેનો અનાદર

કરવો નહીં. મહેનત કરીને તે ગુણની વૃદ્ધિ કરવી. સઘળા ગુણ પેદા કરીને તેનું ફળ તો એ જ, કે મનને આનંદ પમાડવો. તે આનંદ જેટલો ઇશ્વરે આપણને અનુકૂળ કર્યો છે, તેટલામાં જ કરી લઇએ, તો આ મૃત્યુલોકમાં જે સુખ છે તે તે પુરૂષને પ્રાપ્ત જ છે. એક વફાદાર ઓરત પતિને માટે અને એક માયાળુ પત્ની પુત્ર માટે દેવતા રૂપ છે. કહેવત છે કે, "ગરીબ ઘરની ડોસી, ને નહીં જોઇએ વૈદ્ય કે જોશી." ઘરમાં ઘરડી માતા ન હોય, તો અરધું રાજ્ય ગુમાવ્યું સમજવું. પણ ઘરમાં પતિવ્રતા સ્ત્રી ન હોય ત્યારે તો આખુ રાજ્ય જ ગુમાવ્યું સમજજો ધણીની જગા નિમક-હલાલ ઓરત સાચવી શકે. દિલ્લીના બાદશાહ અલાઉદ્દીન ખીલજીએ જ્યારે રજપુત રાજા કર્ણસિંહ ઉપર ચઢાઇ કરી ત્યારે રૈયતનું ને પતિનું રક્ષણ તેની સ્ત્રી કળાવતીએ જ કર્યું હતું.

હે ભાઇઓ! પુત્રપુત્રો પેદા થવાની જ સાથે જ તમો જોશીને ત્યાં દોડી જાવ તેના કરતાં પરમેશ્વરનો પાડ માનવા ભકિત કરવા બેસો, કે જન્મેલું બાળક પોતે સુખી થાય ને તમોને સુખ આપે. જોશીના કહ્યા ઉપરથી ઘણા અનર્થ થાય છે બાપ દીકરાને જોશી જ બેદિલ કરે છે. જોશીથી જ બાપનો દીકરા ઉપરથી મનઉતારો થાય છે "પૂછે તેટલું ખુંચે". જોશીનાં વચનો કાંઇ ખુદાઇ વચનો હોતાં નથી. તેમનાં વચનો માબાપને તેમ જ બચ્ચાંને દુઃખી કરે છે જોશીની જ ગ્હેલાકાણમાં સિંધ દેશના રાજા શેરપાવરની પુત્રી રાણકદેવી દુઃખનું એક પુતળું થઈ પડી હતી. તેના જન્મવાથી જોશીઓએ રાજાને કહ્યું કે જે કોઇ એને પરણશે તેનું રાજપાટ જશે, ને તેનો પિતા આંધળો થશે. તે ઉપરથી તેને જન્મને દિવસે જ રણમાં છોડી મૂકાવી. બાપડી ન પિતા કે ના પિતાના સુખ માટે બચવા પામી. એક કુંભારે તે બાળકને ઉંચકી લઈ ઉછેર્યું, અને તેના ઉપર અનેક દુઃખો પડયાં. જોકે તેણે આ દુઃખો સહન કર્યા બાદ પાછાં સુખો મેળવ્યાં ખરાં, પરંતુ તે ફરીફરીને દુઃખોમાં પડી. વળી

સિદ્ધરાજ જેવા રાજાની તેના ઉપર દાનત બગડવાથી તેણે પણ તેને ઘણી સંતાપી, તો પણ તે દુઃખ ખમનારૂં પુતળું હોવાથી સઘળું તેણે સહન કર્યું.

ઓ બંધુ! ઓ શોલીખાં! તું સ્ત્રીની અચ્છી સુરત કરતાં અચ્છી ખસલત પસંદ કર. અચ્છી સુરત જ ઘણી વાર મહાન્ દુઃખોનું બીજ છે. અચ્છી ખસલત જ મહાન સુખોનું મૂળ છે. ડૉ. ફુલર કહે છે તેમ, “A deformed man is God's workmanship, but not drawn with even lines and lively colours; not for want skill, but for the pleasure of thd maker. બદસુરતી, કરુપ એ ઈશ્વરની કારીગરી છે. તે માલેક કાંઈ ચહેરાને રંગ બેરંગી લીટાલીટી દોરી શોભીતો બનાવતો નથી; તેમાં તેની કારીગીરી કે હુન્નરમંદી ખામી નથી, પણ સૃષ્ટિનો એ સરજનહાર પોતાના આનંદ માટે એવાં માણસ બનાવે છે જો તે ધારે તો એવા ચહેરા ઘડી શકે, પણ જે કાંઈ કરવાનું તે તે માલેકની મરજીની વાત છે.”

હવે જો સ્ત્રીએ સુખી થવું હોય અને દુઃખનું આંગણું ખણી નાંખવું હોય, તો તેણે બાળપણમાં પિતાને જુવાનીમાં સ્વામીને, અને વૃદ્ધાવસ્થામાં સાસરીઆંને આધીન રહેવું, અને કદિ સ્વતંત્ર રહેવું નહીં. આ મંત્ર વડે દુઃખને દરવાજા આગળથી બહારનું બહાર રાખવાને કોઈ પણ સ્ત્રી શકિતવાન થશે ચશમાંથી બધું જોઈ શકાય છે, પરંતુ ચશમાં આંખોને ભાર બોજારૂપ થઈ પડતાં નથી, આંખને જોવામાં અટકાવ કરવાને બદલે ઉલટાં મદદગાર થઈ પડે છે. આંખને બીજી વસ્તુઓ વચ્ચે પડદારૂપ નહીં થતાં ઉલટાં બીજી ચીજો સ્પષ્ટ દેખાય તેવી મદદ કરે છે. તેજ મુજબ સ્ત્રી ને પુરૂષ, વર ને વહુ વચ્ચેનો સંબંધ હોવો જોઇએ. એક બીજાના કાર્યમાં હરકતકર્તા થઈ પડવા કરતાં એક બીજાને સહાય થાય તેમ તેમણે વર્તવું જોઇએ. આમ થવાને જડ લગ્ન ના હોવું

જોઇએ, પણ આત્માનો આત્મા સાથે સંબંધ થવો જોઇએ બન્ને વર વહુ એક બીજાને જડરૂપ ના ગણતાં આત્મા જ દેખે, પરમ સત્ય દેખે, ને સ્વાર્થ રૂપી આડખીલીઓ વચ્ચે ના આણે, તો જ ખરો ધણીધણીઆણીનો ગૃહસ્થાશ્રમ શોભી નીકળે. એવાં સાચાં જોડાં જગતમાં ઘણી ઘણી વાર જન્મે છે.

ઉદયકુમારી નામે એક ચંદેરી નગરીના રાજા પ્રતાપસિંહની પુત્રી હતી. તે સુરસેનને પરણી હતી. સુરસેન એક વાર લડાઇ ઉપર ગયેલો ત્યારે તેણે અમુક દિવસે આવવાનું તેને વચન આપેલું. તે દિવસે ઉદયકુમારીએ સોળે શૃંગારથી સજ્જ થઈ આખો દિવસ તેની રાહ જોયા કીધી. રાત પડતાં જ્યારે વ્હાલો નહીં આવ્યો ત્યારે સુખનો દેહ દુઃખમાં ફેરવીને શોકથી તુરત ફળ ખાઈ મરણ પામી. સહવારના પહોરમાં સુરસેને આવીને જોયું તો પતિવિયોગ માટે સતીએ ફળ ખાઇ પ્રાણત્યાગ કર્યો હતો આથી તેનું ડોકું પોતાના ખોળામાં મૂકી ઇશ્વરપ્રાર્થના કરી, અને પોતે પણ તેના શબ ઉપર પડી મરણ પામ્યો. એક સતી સ્ત્રી અને વફાદાર પુરૂષનાં અંતર પ્રેમના ખેલો એવા જ હોય છે. જગતના રંગ એવા જ છે. સંસારના ઢંગ પણ એવા જ હોય છે.

જળ બુદ્‌બુદના જેવું. જગત છે જળ બુદ બુદના જેવું,
મન મોહક છે રૂપ રંગ પણ શું એમાંથી લેવું. જગત છે૦
તન મન મિથ્યા, સાધન મિથ્યા, સઘળે સંકટ રહેવું જગત છે૦
હોવાનું દુઃખ, ખોવાનું દુઃખ જોવાનું શું કેવું ? જગત છે૦
નાચ નચાવે સૂત્રધાર ત્યમ, વેષ ધરીને રહેવું. જગત છે૦
લેવાની છે નીત પરંતુ, કાન ગમે નહીં દેવું. જગત છે૦

---

# દિલાસા પત્ર પર મો.

" Behold, the day is passing swiftly over, our life is passing swiftly away, and the night cometh, wherein no man can work. The night once come, our happiness, our unhappiness,–it is all abolished, vanised, clean gone; a thing that has been: not of the slightest consequence " whether we were happy as eupeptic Curtis, as the fattest pig of Epicurus, or unhappy as Job with potsherds, as musical Byron with Giacurs and sensibilities of the heart; as the unmusical meat–jack with hard labour and rust ! "

" જુઓ દિવસ જલદીથી પૂરો થઈ જાય છે. આપણું જીવન જલદીથી પૂરૂં થઇ જાય છે અને જયારે કોઈ પણ માણસ કામ કરી શકતું નથી તેવી રાત આવે છે. એક વખત રાત આવે છે કે તરત જ આપણાં સુખદુઃખ સર્વ દૂર થાય છે. નાસી જાય છે. તદ્દન નષ્ટ થાય છે; ભૂતકાળની ચીજ જેવાં થાય છે; આપણે તંદુરસ્ત કર્ટિસ જેવા સુખી, અથવા જાડામાં જાડા ડુક્કર જેવા એપીકયુરસના જેવા જાડા, અથવા ઠલેડાંવાળા જેવા જોબના દુઃખી, જીયાકર્સ સાથે અને હૃદયની લાગણીવાળાઓના તાલવાળા બાયરન જેવા સંગીતમય અથવા તો તાલ વિનાના સખ્ત મજુરી અને બેડીવાળા ગુલામ જેવા હોઇએ તો પણ તે દુઃખ કે સુખ રજ માત્ર પણ ગણતીમાં રહેતું નથી."

વિજળીના એક પલકારાના ચમકારાની માફક ઉપરા-છાપરી સુખ પછી દુઃખ આપણી આ થોડી વારની જીંદગીમાં આવે છે અને જાય છે. દહાડો ખબર આપતો ચાલ્યો જાય છે,

કે મારી પુંઠે રાત આવતી જાય છે કર્ટીસના જેવાં સુખ, કે જૉબના જેવાં દુઃખ એ સૌ પરપોટાની માફક ઉઠી ઉભાં થાય છે, અને જરા વારમાં મળે નહીં એવો થઇ જાય છે. આવાં આભાસ જેવ સુખદુઃખની રેલમરેલ અને છેલમછેલની છૉળ આવીને એકદમ પાછી ચાલી જાય છે. એવી આ ક્ષણભંગુર રમતના હર્ષશોકમાં જગત ડુબી ચાલ્યું જાય છે ત્યારે જસુભાઈ અરધી ઉમર પસાર થયા બાદ બળાપા કરવા માંડે છે, કે અરે! મારી મમાઈ તો દુબળીના પેટની હતી, અને બપાવા તો જુદ્દીન હતા. અરેરે! કલબમાં મારી કેવી નિંદા ચાલતી હશે. અરેરે!! મારી પીઠ પાછળ કેવી નાલેશી થતી હશે! અમારા કુટુંબના સર્વ જનોના ચહેરા કાળા કથીર જેવા! અમારી ઍબ લોકો જાણતાં હોવાથી જ અમોને કોઈ પારસી પોતાની છોકરી પરણાવતાં પણ સુગાય છે. મારાં મમાઈજી આતશબેહરામના બહારના ઓટલા ઉપર જ બેસીને ભણે છે, અને ઉંચી તોખમના જરથોસ્તીઓ અમારી સોડ સાંખતા નથી. જરાક બોલાચાલી થાય છે, તો ચાલી ઉપરનાં સર્વ ભાડુતો અને પોર્યાતકેસી, કાટીશકુમ, અને જુદ્દીન લોહીનાં આળ મૂકી અમારાં મોંઢાં બંધ કરી નાંખી અમને ચુપ કરી નાંખે છે! વિગેરે, વિગેરે.

હે જસુભાઈ! ખોટી લજ્જા અને ખોટી શરમથી જ તું દુઃખી થાય છે. માણસ જેટલો સ્વાર્થને માટે ગુનાહ કરતો નથી, એટલો શરમને લીધે ઘણા ગુનાહ કરે છે. માણસ શરમને લીધે ઘણો ફસે છે. એક વખતની નફટાઇ અને સો વખતની નચિંતાઈ તે જાણતો નથી. હા, બધું જ હાજી હા કરીને તે ઘણાં કષ્ટો માથે લે છે. એકવાર ના પાડવાથી તે ઘણાં સંકટને હરે છે. આવી જાતની કલ્પિત લજ્જાથી ઘણા દાસીપુત્રો અને જુદ્દીન બેટાઓ બળી બળીને જીવન ગાળે છે. જ્યારે કુબ્જા જેવી દાસીએ લજ્જા છોડી ત્યારે જ શરીરે રોગરહિત થઈ સુંદર બની, અને

દુઃખદર્દમાંથી રાહત મેળવવા પામી; વળી પટ્ટરાણી થઈ, અને શ્રી હરિની માનીતી થઈ પડી, ને દેહથી પવિત્ર બની, આત્માની વિશુદ્ધિ કરી તરી ગઈ છે. પણ ગોપીઓ લજ્જામાં અને કલ્પિત વિમાસણોમાં રહી, તો પરમાત્માના વિરહથી દુઃખી થઈ થઈને મરી ગઈ.

અરેરે! અત્રે નહીં વર્ણવી શકાય એવી ખાનદાનની ઍબ તો આથી પણ જ્યારે વધારે ભેદભરેલી જસુભાઇને જણાઈ, ત્યારે તો તે ઘરના ખુણામાં ભરાઈ બેસીને હાય અફસોસ કરવા લાગ્યા. પેટ્રાર્ક જેવા મહાન ઇટાલીયન કવિનો જન્મ ફ્લૉરન્સના એક ઘણા જ નીચા કુળમાં થયો હતો, પણ તેના જેવો પ્રતાપ પાથરનારો ને શેહ પાડનારો માણસ તો કોઇક જ થયો હશે! હલકાં માબાપને પેટે જન્મેલા આ નરનો વગવસીલો કાર્ડીનલો, શહેનશાહો, અને પોપોની ઉપર ભારે ચાલી શકતો હતો. પ્રખ્યાત રીએન્ઝીને એના સિવાય કોઈ ઉગારી શક્યું નહોતું. ઈટલીનું પ્રારબ્ધ કેટલાંક વર્ષો સૂધી એના જ કાબુમાં હતું.

માટે હે ભાઈ! દરેક શિંગમાં કાળાશ અને કડવાશ તો હોય જ. અને દરેક ગુલાબની સાથે કાંટા તો વળગેલા છે જ. એ તો મનથી માની લીધેલો જુદ્દીન જન્મ ને જુદ્દીન બદસુરતી છે. અચ્છી સુરત કરતાં અચ્છી ખસલતને આગલા લોકો વધારે માન આપતા હતા. લીવોનીયાની રહેનાર કૅથેરાઇન હતી ત્યારે તો એક કદરૂપા ખેડુતની કદરૂપી છોકરી, પણ તેના સદ્ગુણો અને નેક ખસલતની તારીફ સાંભળીને પીટર ધી ગ્રેટે તેને પોતાની શહેનશાહબાનુ કરી હતી, અને પોતાના મરણ બાદ રશીયન તખ્ત ઉપર રાણી તરીકે તેને જ બેસાડવાનું તે ફરમાન કરી ગયો હતો.

બધી જ સ્ત્રીઓ કાંઈ ખુબસુરત હોતી નથી. માણસના સુખના સૌથી નિતરા પ્યાલામાં પણ ઝેરનાં ટીપાં આમેજ થયેલા હોય છે. જેવી આંખે જૂએ તેવી આંખે માણસ પોતાનો ઉંચો નીચો જન્મ જોઈ

શકે. જેવી નજરે જૂએ તેવી નજરે જુદાંન બદસુરતી કે હમકોમી ખુબસુરતી દેખાય. તેનો બળાપો કરવો, એ મૂર્ખાઈ છે. ગાયના બાતે ગોરો ખુબસુરત ચહેરો ધરાવનારી સ્ત્રીઓ બદશીકલ ગણાય છે, અને જાડા હોઠ તથા પહોળું નાક ધરાવનારી ઔરતો ખુબસુરત ગણાય છે! જ્યારે આપણે અહીંઆં તેથી ઉલટું તેવી સ્ત્રીને કદરૂપી ગણી તેને તજવાનો રીવાજ છે. આપણે ગોરા ગોરા દાંતવાળી સ્ત્રીઓને ખુબસુરત કહીએ છીએ, જ્યારે જાપાનમાં કાળા દાંતની સ્ત્રી વખણાય છે. આપણા બદન ઉપર જરા ડાઘાડુઘી હોય તો એબીયલ ગણાઇએ. અને ન્યુઝીલૅન્ડમાં હાથે કરીને હાથપગો ઉપર ટ્રેટુ કરીને ખુબસુરતી બતાવવામાં આવે છે. નાના કઢંગા પગોને ચીનાઓ ખુબસુરતી ગણે છે. ઉત્તર અમેરીકાના લોકો પોતાની સ્ત્રીઓને ખુબસુરત દેખડાવવા ચોખડાં મુખડાં દાબીદુબીને બનાવે છે, જે આપણી નજરમાં એબીયલ ગણાય છે. ઈંગ્લંડ અને અમેરીકાની સ્ત્રીઓ બુરખા નાંખવાનું કઢંગું ગણે છે, અને ઈજીપ્શીયન લેડીઓને ઉઘાડા પગ અને ઉઘાડી જાંગે પોતાનાં મકાનોમાં ફરહર કરતાં જોઇને અંગ્રેજી બાનુઓ સુગાઈ ઉઠે છે.

માટે હે જસુભાઈ! જેવી આંખે જોશો તેવી આંખે તમારી છીલ-પીલ, પોચોંતકશી કે હમકોમી જણાશે. અરે ભાઈ! પૂર્વ જન્મનાં કર્મ પ્રમાણે ઈશ્વર તેને યોગ્ય લાગે એવી યોનિમાં જીવોને જન્મ આપે છે. માટે એક વાર જે તે યોનિમાં સ્થાન મળ્યું તેનો વળી બળાપો તે કેવો કરવાનો? એ વાતનાં દુઃખ ઘેરેઘેર જઇને રડતો ના. દુનિયામાં એવા એવા નહીં વર્ણવી શકાય તેવા પુષ્કળ બનાવો બનેલા છે, તેનો વિચાર કરીને તારી આ ખેજાલતનું સાંત્વન કર, અને મનનું સમાધાન કરી લે. પોતાનાં દુઃખો પારકાને મોંઢે રડવામાં ઉલટી પોતાની હાંસી જ થાય છે. તુલસીદાસજી તેથી કહે છે કે

તુલશી પર ઘર જાયકે, દુઃખ કહુ ના રોય,<br>
ન અપના ભરમ ગુમાઇએ, જો હોની હો સો હોય.

હે દુઃખી! તેં જો યુકેશિયોની રચેલી હૅપ્ટેમેરૅાન અને ડૅકે-તેરૅાન કેતાબો વાંચી હોય, તો તને તારા ઘરના અનાચારનાં દુઃખો તો કુછ વિસાત વગરનાં લાગશે. તેમાં એક પ્રિન્સની નામ-નિશાન સાથે હકીકત આપેલી છે. યુરોપના એક નાના રાજ્યનો પ્રિન્સ+++એક પુત્ર અને એક પુત્રી મૂકી નૌજવાન મરી ગયો. પ્રિન્સેસ બહુ જ ખુબસુરત અને નૌજવાન હતી. છોકરો ૧૩–૧૪ વરસનો થયો ત્યારે તેની આયા સાથે અટકચાળી કરવા લાગ્યાથી આયા રોજ ઉઠીને તેની માતા આગળ ફરિયાદો કરવા લાગી. પણ માતા ઉલટી આયાને ધમકાવી કાઢતી, કે મારા દીકરાનું અમસ્થું વગોણું નહીં કર્યા કર. પોતાની પુત્રીને પોતાની બ્હેન જે બીજા રાજ્યમાં એક પ્રિન્સને પરણેલી હતી તેને ત્યાં કન્વેન્ટ સ્કુલમાં ભણવા મોકલી હતી. પણ આયા તો પેલા ચિત્રા છોકરાની અડપચાલથી કંટાળી ગઈ; એટલે માતાને કહ્યું કે આ છોકરાને લીધે મારે નોકરી છોડવી પડશે. માતાએ દીકરાની તપાસ કરવા અર્થે પોતાના ઓરડામાં આયાને ગુપચુપ સુવાડી, ને આયાને ઠેકાણે પોતે પાસે ચાબખો લઇને સુતી. છોકરાએ માતાને આયા જાણી અટકચાળી કરતાં નૌજવાન માતા પોતાનું ભાન ભુલી ગઈ, અને થવાનું તે થઇ ચૂક્યું. આથી દીકરાને પણ માસીને ત્યાં મોકલી દેવામાં આવ્યો. પાંચ માસ વીત્યા એટલે મહેલના ઘરડા કારભારી આગળ તેણે ખરી વાત કહી. અને તેણે દૂર દેશની ટેકરી ઉપર ગર્ભને જન્મ આપવા જવાની ગોઠવણ કરી આપી. પછી ત્યાં બેટીનો જન્મ થયો અને એ છોકરીને પેલી આયાને કોઈ મુલકમાં લઈ જવાને જણાવ્યું. કર્મધર્મસંજોગે પેલે જ ઠેકાણે તે બાળકને પેલી આયા લઈ ગઈ અને ત્યાં તે મોટું થઈ ઉછર્યું, અને પેલી જ સ્કુલમાં કેળવણી લેવા લાગ્યું. દીકરો ૨૫ વરસની ઉમ્મરનો થયો તોએ માતાએ તેને બોલાવ્યો! નહીં. તેણે ઘણીએ આવવાની માગણી કીધી પણ માતાએ કહેવડાવ્યું, કે પર-

લીને જ આવવુ. સ્કુલમાં પેલી ૧૨-૧૩ વરસની ઉધરભાવ લઇ ઉઠેલી છોકરીની સાથે જ તે પ્યારમાં પડયો હતો, એટલે માસીની રજા લઇને તેની સાથે તે લગ્નની ગાંઠથી જોડાયો. એક વરસમાં તો તેને પુત્ર પણ આવ્યો, અને બીજે વરસે આ જવાન પોતાના ખટલા સાથે માને મળવા આવ્યો. ત્યારે માતાએ જોયું, કે આ તો કાંઈ વધારે અકુદરતી થયેલુ જણાય છે. બન્નેના ચહેરા એક, ને સર્વ સરખું. પછી તે હાય અફસોસ કરીને એક પવિત્ર સાધુના મઠમાં ગઈ, અને પ્રિન્સેસે કનફેશન-એકરાર કરી દીધો. ત્યારે મહાધિકારી ગુરૂએ તેને કહ્યું:-"હે ઑરત ! આવાં મહાભારત દુઃખોથી દુઃખી કાંઈ તુ જ એકલી નથી. આવ ! મઠના વાડામાંની આ કબર ઉપરનો લેખ વાંચ. "Here lies a father, a mother, a son, a daughter, a daughter-in-law, a son in-law, a mother-in-law, a father-in-law, and yet there are two only. એટલે કે, આ કબરમાં એક બાપ અને એક માતા, એક દીકરો અને એક દીકરી, એક વહુ અને એક જમાઈ, એક સાસુ અને એક સસરો દટાયેલાં છે, પણ તે બધાં મળી માત્ર બે જ જણાં છે !" આ પ્રિન્સેસના સંબંધમાં પણ એમ જ બન્યું હતું, કે મા તે જ સાસુ, બહેન તે જ બાયડી, દીકરો તે જ ધણી, મા તે જ ધણીયાણી, દીકરી તે જ બાયડી, દીકરો તે જ જમાઈ, દીકરી તે જ વહુ, વિગેરે વિગેરે.

માટે હે જસુભાઈ! તુ તારાથી થઈ ગયેલાં અકુદરતી પાપનું ઘણું દુઃખ ના માન. ભલાભલી પડયું છે. એક તો જુદીન મમસારનુ દુઃખ, તેમાં વળી જુદીન ઑરત પરણવાની મળી તેનું દુઃખ. તારી ઓરત જુદીન છે, એટલું જ જાણીને તું તેને તજવા માગે છે, એ તારા મનની કેવી નબળાઈ! પોતાની સ્રી, ભોજન, અને ધન, આ ત્રણે વસ્તુમાં માણુસે સંતોષ રાખવો ઘટે છે, પરંતુ વિદ્યાભ્યાસ

કરવો, જપતપ કરવાં, અને દાનધર્મ કરવું, એ ત્રણ બાબતોમાં કદિ પણ સંતોષ ન રાખવો એવું શાસ્ત્રકારો કહી ગયા છે, તે શું તું વિસરી જાય છે? પૈસા મળે, કે હુદ્દા મળે, રાજપાટ મળે કે શહેનશાહત મળે, પણ જે અસલ નસલ બાપદાદે ઉતરતી આવે તેમાં ફેરફાર કહિએ થાય વારૂં?

કયારી બનાઈ કેસરકી કસ્તુરીકો ખાજ;
પાની દીઆ ગુલાબકા, આખર પ્યાજકા પ્યાજ.

જેમ અંગ રાજા પોતાના પુત્ર વેન અને પોતાની સ્ત્રીના દુ:ખથી ત્રાસ પામી એક રાત્રિએ નાસી ગયો હતો, તેમ જ રાજા વિલાસ પણ એક રાતને સમયે સદાને માટે ત્યાંથી નાઠો હતો, અને આટલા જ કારણથી તેમની આલ ઓલાદ વિષે લોકોમાં કેવી નિંદા ચાલી હતી તેનો વિચાર કરીને જે પગલું ભરવું હોય તે ભરજે. નિંદા ચર્ચા તરફ આડી આંખે જો. નિંદા કરનારા નર્કના જ અધિકારી છે. તને તેનો લેપ લાગવાનો નથી.

પર નિંદા, પર નારી, અરૂ પર દ્રવ્યનકી આશ;
છોડી તીનો બાતકું, ભજો એક અવિનાશ.

સદા જોબનિયૂં કોનૂં અહીં? રૂપ રંગ નિત કોનાં અહીં?
કોની ચપળતા રોજે રહી? કોની મધુરતા રોજે રહી?

કુટડું થાયે છે કદરૂપ, ગબરૂ ગાલે પડતા કૂપ;
રૂપ રંગનાં શાં અભિમાન? ખરે ખિલેલાં સાથે માન.

વસ્ત્રાભષણવાળી દેહ, તેને બાળી નાંખે ચેહ.
આરસીમાં જોયો મુખચંદ, તે ચાંદૂં થાયે દુ:ખકંદ.

મારા સરખો ડાહ્યો નહીં, મારા સરખો પંડિત નહીં;
એમ ગુમાન ધરીને ફરે, તે અંતે પસ્તાવો કરે.

પૈસાદાર થવાના કોડ, હારજિત રમવાની હોડ;
ઇચ્છે વળી રાંડોની સ્હોડ, શાલજોડ, ઘોડાની દોડ;
પ્રથમ થકી તે છેવટ લગી, રહેશે એવું નક્કી નથી.
ફુલાસમાં ઉડાવે જેહ, અંતે હાથ ઘસીને રેહ.
ભલાભલા જગમાં છે ભાઇ, તેની સાથે શી સરસાઈ?
શરમાઈ તું નીચું જોય, એમાં તારૂં માન જ હોય.
ઝાડ, જનાવર સુંદર વધૂ, તોએ ડોળ કરે ઘર વધૂ.
એ તેજી ઝાઝી ના રહે, અધવચ મૂકી જાતી રહે.
સોનું જાતે માટી છેય, માન વળી ભણુકારો છેય;
દેહ કાવલી નલિકા છેય, નેહ ખરંતો ભણુકારો છેય.
હુવેલી મોટી જાયે પડી, કિલ્લાઓની ખરતી ખડી;
ફળો પાકતાં જાયે સડી, રાજા જોદ્ધા મરતા રડી.
લૂલા પાયા પર શૂં રહે? દુનિયામાં શું સ્થાયી કહે?
(માટે) ડોળ ઘાલવું છોડી દેય, દાખવ નર્મદ જેવું છેય.

હે જસુભાઈ! નિંદા, નાલેશી, બદગોઈ, ચુગલી એ સર્વ માટે તારા કાન બહેરા રાખી ક્ષમાદૃષ્ટિથી જોવાની ટેવ પાડ. સીડની સ્મીથ, પોતાનો એક ઓળખીતો કે જે તેની ગેરહાજરીમાં તેને ગાળો ભાંડતો અને તેની બદનક્ષી અને કુટુંબની નાલેશી કરતો હતો તેને કહાવ્યું કે, ભલે મારી ગેરહાજરીમાં ગાળો આપવા અને નિંદા કરવા ઉપરાંત મને લાતે લાતે ગુંદી નાંખશે તોપણ મને તેથી કાંઈ અડચણ થવાની નથી! મારો આત્મા પવિત્ર છે, તો મન મેલું થાય તેનો શો મુઝાકો છે! ઘણાઓ વળી એવા હોય છે, કે જેઓ આપણા મોંઢા ઉપર આપણી ઍબ ખુલ્લી કહી દે છે, પરંતુ આપણી જે મંડળમાં ગેરહાજરી છતાં નિંદા થતી હોય ત્યાં આપણો બચાવ કરવા તૈયાર રહે છે. માટે હે જસુ! એવા

હિતેચ્છુ એક જ મિત્રની સોડ સાંધ. જો તારૂં અંતઃકરણ પાક હશે તો દરેક જાનદાર વસ્તુ તને જીંદગીના સ્વચ્છ આયના જેવી જણાશે, અને દરેક આદમીની જીંદગી તને પાક કલામોની કેતાબ જેવી જણાશે. સતામણીને ભૂલી જા, ને મહેરબાનીને યાદ રાખ. જે માણસો બીજા ઉપર દોષદૃષ્ટિથી જુવે છે અને બીજાની નિંદા કરે છે, તેવાને પોતાની પાસે રાખવા જોઇએ નહીં. તેવા તો જો કોઈની કાંઈ વાત નીકળી આવે તો તેના વિરૂદ્ધ બોલી ઉઠે છે.

હે જસુભાઈ! આમ કરવું, એ પણ એક મોટો અપરાધ છે. કેમકે, જો તેનું કહેવું ખરૂં ઠરે તો નિંદા કરી ગણાય, અને ખોટું હોય તો તેના ઉપર આરોપ મૂકયો ગણાય, અને વળી નિંદા કરી પણ ઠરે. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે વ્યભિચાર કરતાં પણ નિંદા કરવી, એ ઘણું ખોટું છે, અને તેની શિક્ષા દુરાચાર કરતાં પણ વધારે છે. કુરાનમાં ફરમાવ્યું છે કે, “ અય બંદાઓ ! માંહોમાંહે એક બીજાની નિંદા ન કરો. જો કરશો તો તે પોતાના મુવા ભાઈનું માંસ ખાધા બરાબર ગણાશે.” શાણો સંકટ જોઈને સંતાઈ જાય છે, પણ અબુદ્ધિયો આગળ ચાલ્યો જઈને આપદા ભોગવે છે. એ તો લોકની જીભ છે. કાંકણા સ્વભાવના માણસોનું એક તૃણથી જ મોત થાય છે. “મુરગીકુ તકલીકા હી ઘાવ બસ હુએ.” “આવતી બી વહેરે ને જતીબી વહેરે.”

હે જસુભાઈ! આજે ઘણાં ઘરો, ઘણા સંસારો, અને ઘણાં કુટુંબો શા કારણે મહા મહા આપદા ભોગવે છે, તેનું મૂળ જરા શોધ, ને પછી જ તારી ભલી ઓરતને તલાક આપવાનો વિચાર કર. “ જે પ્રેમ, જે દિલસોજી, અને જે દયા, પતિએ પત્ની તરફ બતાવવાં જોઇએ તે ઘણે ભાગે બતાવવામાં આવતાં નથી. જે પ્રેમ પ્રેમપાત્રનું કલ્યાણ ઇચ્છે તેનો પ્રેમ નજરે પડતો નથી. જે પ્રેમ અને ભકિત સ્રીઓ પુરૂષો

પ્રત્યે બતાવે છે, અને પુરૂષોના સુખને વાસ્તે જે દુઃખ સહન કરે છે તે પ્રેમ, તે ભક્તિ, અને તે દુઃખનો બદલો પુરૂષો તેટલા જ પ્રમાણમાં આપતા હોય એમ જણાતું નથી.”

નર જાત સુખી હશે અહીં, કહિ મ્હાલતી સ્વછંદથી;
પણ નારીને રોવા વિના, નહીં કર્મમાં બીજું કંઇ.’

હે ભાઈ! તે તમને ચહાય માટે તમે તેને ચહાઓ અને ચહાના બંધ થાય એટલે તમે તેને ચહાતા બંધ થાઓ. આ રીત ખરા પ્રેમની નથી. તે તો ઉચ્ચ પ્રકારની સ્વાર્થપરાયણતા છે. રાણી મીનળદેવી ઉપર તેના પતિએ પ્રથમ જુલમ ગુજાર્યો હતો, પણ પાછળથી તેના સદ્દગુણો અને શીયળ હંમેશાં સચવાયેલાં જોઈ પ્યારમાં વધારો કરતો ગયો હતો. પતિના મરણ પછી તેણે પોતાના પુત્ર સિદ્ધરાજને રાજકાર્યમાં સર્વ મદદ આપી એવી તે સ્રી હતી. તે સબુરીથી છેવટ સુખ ભોગવવા પામી, અને તેની ઓલાદ વિષેનો ખોટો શક ધણીએ દૂર કર્યો ત્યારે જ તેમનો સંસાર સુખી થયો. ધણીઆણી છે તો ઘર છે. ધણીઆણી વગર ઘર ને વન સરખું જાણવું. જે પુરૂષને ઘરમાં માતા નથી અથવા પતિવ્રતા બાયડી નથી, તેણે તો જંગલમાં જાવું ભલું.

ઓરત સુખની ને દુઃખની એકસરીખ ખરી,
આપ લે હર જગે દુવાઓ ભલી.

શું દરિદ્રી કે દાસીપુત્ર જોઇને સ્રીઓ પોતાના પતિઓને છોડી જાય છે? નહીં. ત્યારે પુરૂષોએ પોતાની પત્ની જો દાસીપુત્રી કે પોચોંતકેશી જણાય તો તેને તજી દઇને દુઃખ આપવું, એ શું મરદને ઘટે છે? આમ કરવાથી બન્ને દુઃખી થાય છે. શું દમયંતીએ દારિદ્રયના દાસ અને કુરૂપ બનેલા નળને તજ્યો હતો? શું વન સેવતા પાંડવોને દ્રૌપદીએ તજ્યા હતા? શું પરમંદિરમાં કષ્ટે દહાડા કહાડતી સીતાએ રામને તજ્યા હતા? તારી ઓરત

પણ તેવી જ છે. તારા વિના તે અન્યને ચહાશે નહીં. તારા વગર તે બીજા આગળ ઍબનું હાંલ્લું ખુલ્લું કરશે નહીં. હારલ પક્ષીનું બાળક જન્મતાં જ કાષ્ઠ યાને લાકડા સાથે પ્રેમ કરે છે, અને મરણ પર્યંત તેનો ત્યાગ કરતું નથી; અને ત્યાગસમય નજીક આવતાં પ્રાણ તજે છે. જીરાફ પોતાને દંપતિનો વિયોગકાળ જણાતાં બળી મરે છે. એ પ્રેમની બલિહારી છે. જ્યારે જ્ઞાન-રહિત પ્રાણીમાં તો પતિવિયોગથી શોક વ્યાપે છે, ત્યારે ચૈતન્યમય મનુષ્યમાં શોક ન થવો કેમ સંભવે? તારી સ્ત્રી ચકવી જેવી છે, અને તું જેવો ચકવો તેને ત્યજી દેશે તો તે ઝુરી ઝુરીને હેરાન થશે, અને તેની કદુવા તને હેરાન ને પરેશાન કરશે. કારણ કે કીડીનું તો એક કોગળે પૂર, યાને એક કોગળા જેટલું પાણી પણ એક કીડી ઉપર પડે, તો તે તેના મનથી એક મહા રેલનું પૂર આવ્યું હોય એટલું બધું તેને તો દુઃખ થાય છે.

હે જસુભાઈ વિચાર કરઃ "આ જગત્ માયાપ્રતીતિનો પ્રવાહ છે માટે મન જે સર્વ મોહનું કારણ મનાય છે, તેને શાંત રાખીને જ્ઞાનદૃષ્ટિથી સર્વ કાળે, સર્વ સ્થળે, પરમાત્મા પરબ્રહ્મ, વિના અન્યનું અવલોકન કરનાર જે જીવ છે, તેને જ આ શોકમોહ બાધ કરે છે; અને તે જ અપ્રેમી, વેવલો ને મૂઢ છે. હું પત્ની કોણ? એ પતિ કોણ? યોગી કોણ! આ જગત્ કોણ? જગત્‌નો પ્રેમ કોણ? એ સર્વ વિવિધ પ્રકારના સંકલ્પ અજ્ઞાન વડે થાય છે અને અજ્ઞાન વડે એ સર્વેને નાશ પામતા જોય છે!" દુનિયાં જો આપણી નિંદા કરે તો સઘળાંનાં મોંઢાં બંધ કરવાનો ખ્યાલ કરવો નહીં. પરંતુ જેઓને બે કાન હોય તેવાં ભલાં માણુસોને શોધી કાઢી તેમની આગળ જ ખરો ખુલાસો કરવો અને જેઓને એક જ કાન હોય એવાં બુરાંઓની ગીબ્બત અને બદગોઈ તમારે સાંભળવી જ નહીં. તારી આ જાતની મશ્કેરીને તું કોઠું આપતો

નહીં. મશ્કેરીથી આપણે કહિએ ગુસ્સે થવું નહીં. મશ્કેરી દરિયાના ખારા પાણી બરાબર છે. જે કોઈ શખ્સનું બદન બગડેલું હોય છે તેને જ એ ખારૂં પાણી લાગે છે, યાને જે શખ્સમાં કાંઈ એબ હોય છે તેને જ મશ્કેરી લાગુ પડે છે. બીજાને તેથી કાંઇ થતું નથી.

હે જસુભાઈ "જે જે બનાવો બને છે તે તે બનાવો તને આસ્તે આસ્તે અનુભવ આપી ઉચ્ચ દશાએ લાવવા માટે અને આખરે સંપૂર્ણતાએ પહોંચાડવા માટે બને છે, એમ સમજીને તે બનાવો શો પાઠ તને શિખવે છે તે વિચારવાની, ને જાણવાની દરકાર કર. કારણ કે દુઃખને બરાબર સમજવામાં આવે છે ત્યારે તે એક હદ વગરની શક્તિ કે તત્વ છે એમ જણાશે નહીં, પણ માણસના અનુભવનું ક્ષણિક રૂપ જણાશે. એટલે કે, અનુભવ માટે પામવા અમુક રૂપાંતર થઈ જાય છે, કે જે રૂપાંતર અમુક કાળ પછી બદલાઈ જાય છે. જેઓ શિખવાની ઇચ્છાવાળા હોય છે તેમને તો એ ક્ષણિક રૂપ શિક્ષક રૂપ થઈ પડે છે. દુઃખ એ કાંઈ તમારી બહારનો દૃશ્ય પદાર્થ નથી; એ તો તમારા પોતાના અંતઃકરણમાંનો અનુભવ છે, અને ધીમે ધીમે તથા દૃઢપણે તમારૂં અંતઃકરણ તપાસવાની અને સુધારવાની ટેવથી તમે દુઃખના મૂળ અને દુઃખના સ્વભાવને પીછાની શકશો; અને એમ થશે એટલે પછી જે દુઃખનું મૂળ અને સ્વભાવ તમે જાણી શકયા અને તે દુઃખની દવા પણ તમે જાણી શકશો."

ચર્ખને હમપે કર સીતમ, સબસે કીયા અલગ અલગ,
દીખલાયા સઓ તરેહકા ગમ, હમકો ભલા અલગ અલગ. ચર્ખને.

અય ચર્ખે કજરવ બેરહમ, મુજરીમ હય તેરે કયસે હમ,
જો કે યેહ કરતા હય સીતમ, જૌરો જફા અલગ અલગ. ચર્ખને.

ભાઈ બડા હુવા ગરક, ઉસકા હુય દિલપે બસ કલક,
લાયા હુય ફેર તું અય ફલક, રંજો બલા અલગ અલગ. ચર્ખને.
પેશા અલગ, કુનબા અલગ, ખાના અલગ, વતન અલગ,
કયા હુઇ મેરેસે જો ખતા, હર યેક હુવા અલગ અલગ. ચર્ખને.

"હા. માતાપિતાની સેવા કરનાર પુત્ર; પતિની ખરા પ્રેમથી યથાર્થ સેવા કરનાર પત્ની; સ્વામીની યકીનથી સેવા કરનાર સેવક; પોતાના કરતાં વડીલ શ્રેષ્ઠ એવા ગુરૂઓની સેવા કરનાર હલકા માણસ; પ્રજાનું પુત્રની પેઠે પાલન કરનાર રાજા; ધર્મની ક્રિયામાં તત્પર રહેનારાઓ ધર્મ તેમ જ પરોપકાર માટે પ્રાણ આપનાર સ્ત્રી વા પુરૂષ; અને ધર્મયુદ્ધમાં પીઠ ન દેખાડતાં પ્રાણ આપનાર યોદ્ધો ઈત્યાદિ મનુષ્યોને, આ જગતમાં ધન્ય છે. તેઓ આ દેહને અંતે સ્વર્ગના અધિકારી છે."

એ લીહુ બુરીટ લુહારડીના પેટનો હતો, પણ લુહારપુત્ર હોવાનો તેણે સંતાપ કર્યો નહતો. ઘણો જ નિર્જીવ વખત અભ્યાસ કરવાને મળ્યો તેનો તેણે તો લાભ લીધો હતો. લુહાર માબાપને જ ત્યાં તેણે સંતોષ પકડી બાપીકું કામ કરતાં કરતાં જરા તરા વખત તેને મળતો, કે તેનો લાભ લઈ પ્રાચીન ને અર્વાચીન મળી ૧૮ ભાષાઓ તે શિખ્યો હતો, તેમ જ ૨૨ યુરોપીયન ભાષાઓ પણ તે જ વખતમાં શીખી લીધી હતી! અને જ્યારે તે મહાન પુરૂષ લેખે ઉમરાવોમાં ભેળાયો ત્યારે કોઈએ ટાહુકો કર્યો કે, "લુહાર!" તેણે તાણો માર્યો, કે "ખુનીનો નહીં, પણ લુહારનો જ હું પુત્ર છું!"

હાવર્ડ અને કૉવેન્ડીશનાં અમીરી કુળોના વડવાઓની વંશાવળી હજુરીયાઓ કરતાં વધારે શી હતી? ઑક્સફર્ડ એલનબરો, ગીલ્ડફર્ડ, શૅફ્ટ્સબરી, હાર્ડવીક, કાર્ડીંગટન, કુલેરનડમ, કૅમડન, એલેસમીયર, રૉસલીનનાં જૂનાં

ખાનદાનોના વડીલો કોઈ કેવા ને કોઈ કેવી અસલ નસલના હતા. કોઈ હલકા અને નિર્જીવ ધંધામાંથી ઉચ્ચ પદો મેળવી ઉમરાવો પણ થવા પામ્યા હતા. માટે જેઓ દાસીપુત્ર હોય તેઓએ ઝંખવાવું કે લજવાવું શા માટે? પતિ અને પત્ની એ તો અંતરના પ્રેમનું જોડું છે. બાહ્ય કુળ અકુળ ઉપર તેનો કશોએ આધાર નથી.

માટે હે જસુ! તારી ઓરત તારી દૃષ્ટિએ જો લાયક લાગતી હોય તો માત્ર કુળના લાંછનથી તેને તલાક નહીં આપ. મેં એક નજરે જોયેલો બનાવ છે, કે એક પારસીની સ્ત્રી આખા શહેરમાં અચ્છી ખુબસુરતીનો અને અચ્છી ખસલતનો નમુનો હતો. સર્વનું તે સ્ત્રી ધ્યાન ખેંચે એવી હતી તો પણ તેનો ધણી કહેતો કે તે મારી નજરે કાળી કાજળ જેવી દેખાય છે, અને તેને તે નહીં ચહાતાં એક કાળી મેશ જેવી એબાયલ સ્ત્રી ઉપર પ્યારમાં પડયો હતો. અને તે કહેતો હતો કે એ કાળી તો મારી નજરે પરી જેવી મોહક લાગે છે! તેમ જ એક મોટા શ્રીમંત આગેવાન પારસીની સ્ત્રી કદરૂપી અને કાળા સ્વરૂપની હતી. જ્યારે તેને કહેવામાં આવ્યું, કે હાથે કરીને બીજી બાયડી કરી તે એવી કેવી લાવ્યા? ત્યારે તે કહેતા કે, તમે તમારી આંખે એને શા માટે જુઓ છો? મારી આંખ લઈને એને જૂઓ!

અએ જસુ! તું દુધે પુતે સર્વ વાતે સુખી છે, ત્યારે આવી એક તુચ્છ વાતને મોટી માનીને મહા દુઃખ લઈ બેઠો છે, તે મૂર્ખાઈ શિવાય બીજું કાંઈ જ નથી. પરમેશ્વર તારા જેવા કહેવાતા દુઃખીને તે સુખ કયાંથી આપે? એક વાર ભગા અને ભગવાન વચ્ચે સંવાદ ચાલ્યો હતો તે સાંભળઃ—

ભગોઃ—હે ભગવાન! હું દુધે પુતે સુખી છું. મને કોઈ વાતની કમી નથી પણ મારૂં એનું એ સુખ કાયમ રેહેશે કે?

મારો આવો ને આવો વૈભવ ચાલુ રહેશે કે? આહ! હું આટલાં બધાં સુખ છતાં ભવિષ્યના ભયથી અકળાઈ જઈને હેબતાઈ જાઉં છું, માટે હે ભગવાન! તું મને ખાત્રી આપ, કે આવી બોલબોલા ને દોલત જાહા કાયમની કે તકલીદી?

ભગવાનઃ—અરેરે! હું ક્યાં ક્યાં ધ્યાન આપું? જેને સુખ આપ્યાં છે, તેઓ મારી પાસે જામીનગીરી માગે છે! જેઓને નવાજ્યા છે, તેમનો પણ જ્યારે મારી ઉપર વિશ્વાસ નથી, તો જેઓને માટે મેં દુઃખ સરજાવ્યાં છે, તેઓના ભવિષ્યના સુખને માટે મારે વળી કોણ કોણને જામીન આપવા પડશે! જ્યાં ભગવાનનો જ વિશ્વાસ નહીં ત્યાં ઇનસાન કેમ સુખી રહે!



# દિલાસા પત્ર ૫૩ મો.



"Many a shaft at random sent
Finds mark the Archer little meant!
And many a word at random spoken
May soothe or wound a heart that's broken".

"ગમે તેમ ફેંકેલાં ઘણાં તીર બાણાવળીએ ન ધારેલી જગ્યાએ જઇને લાગે છે. અને ગમે તેમ બોલાયલા ઘણા શબ્દો એક ભગ્ન થયેલા હૃદયને સાંત્વન આપે અથવા જખમી કરે."

મામાજી! આજે એમ કેમ, કે મામીજી તમારી કસુર કાઢી મહોલ્લો ગજાવે છે, ને તમો મામીજીનો વાંક કાઢી લોકોનું સમાધાન કરવા પડયા છો? હંઅં! આજે મામાજીનું વાજતું-ગાજતું ઘર તે કજીયાકલાલીનું, ને નાગું ઉઘાડું થયલું

જોઈ મને બળાપો થાય છે. જુઓ મામાજી! જ્યારે તમારી ભૂલ કાઢવામાં આવે ત્યારે તમે ગુસ્સે ન થતા, તેમ ગુસ્સે થાવ ત્યારે બીજાનો વાંક કાઢવા બેસતા ના. ખરાબ પાજી સ્વભાવના માણુસ પોતાને પોતે જ સજા કરે છે.

Thus always teasing others, always teased,
His only pleasure is to be displeased.

"આવી રીતે હંમેશાં બીજાને ચીડવતો માણુસ હંમેશાં પોતેજ ચીડવાયલો રહે છે. તેનુ સુખ માત્ર નારાજ રહેવામાં જ છે."

મુરબ્બી! તમે ધ્યાનથી ગોખજો, કે આવો પાજી કદિ રાજી રહેતો નથી. તે કદિ સુખી પણ રહેતો નથી. સવારે ઉઠો ત્યારે વ્હાલાંઓને હસતા મુખે મળજો, કે જેથી તમારો આખો દિવસ આનંદમય પસાર થશે. ઘરમાં કજીયાકંકાસ થતા અટકાવવાનો એક સહેલો રસ્તો હું વાપરૂં છું તે તમે તમારે ત્યાં પણ ચલાવો. સવારે મારાં વ્હાલાંઓને જરા પણ પરસ્પર બોલાચાલી કરતાં સાંભળું, કે હું એમ જ કહું: "સવારના પહોરમાં તમે મા વઢો, મને દિશ ઉગે કંકાસ થતો જોઈ કંપારી છૂટે છે, કેમકે પછી આખો દહાડો ખરાબ પસાર થાય છે." તે પછી વ્હાલાંઓ જરૂર સવારમાં મારો જીવ ધ્રુજાવતાં અટકયાં. વળી શીરામણના વખતે જરા ટંટો થાય, કે હું કહેતો: "બહારના ગૃહસ્થો મળવા આવ્યા છે તે જોતાં નથી? તેઓ બહાર જઈ આપણાં ઘરની તાળી પડશે તેનું કંઈ ભાન છે કે નહીં?" વળી પેલાં વ્હાલાંઓ બહારનાં કોઇ મળવામૂકવા આવ્યાં હોય ત્યારે ચુપચાપ રહી જતાં, વળી મારો ઓફીસમાં જવાનો વખત થાય, ત્યારે કોઈ કાંઈ ટંટો કરે ત્યારે પાછો કહેતો કે, "મને ધંધે જતાં આ અવર તમને શું સુઝ પડે છે?" વળી પાછાં પેલાંઓ સમજી જઇને ધંધે જતી વખતે ખુશીખુશાલી બતાવીને જ

ારાથી છૂટાં પડતાં. ઑફીસમાંથી સાંજે આવ્યો એટલે આખા
ાહાડાની કાંઈ ફરિયાદ કે કોઈની રાવ કોઈ દેરાણી કે જેઠાણી
ારે, તો કહેતો કે, "સંધ્યાકાળે તો કોઇએ જ ટંટા ફીસાદ કે
ારામારી કરવી જ નહીં! અને દીવાબત્તી થતી વખત તો
ાણી જ સાચવવી જોઇએ, નહીં તો ખરાબી થાય!" વળી તેઓ
ાાંજના વખતે પણ શાંત રહેતાં. હવે પડી રાત. હવે તો
જમવાખાવાનો વખત. હવે તો આખા દહાડાની જંજાળ પછી
આરામ લેવાનો વખત. એટલે હવે કંઈ કજીયો થાય? આ
પ્રમાણે કુટુંબમાં એખલાસ રાખવા માટે, કુસંપ દૂર રાખવા
ાાજે, અને અવર દશા અટકાવવા માટે આવા ઉપાય યોજવા.

મામાજી! તમારૂં ઘર કેવું રળીયામણું લાગતું! દુઃખીઓને
ાો તમારૂં ઘર વિસામા જેવું હતું! તેજ ઘર આજે જરાક
ાાંધાને લીધે શોકાતુર કાં લાગતું હશે? સમજો. "માણસે સારા
મદલાની રાખેલી ઉમેદ અને શિક્ષાને માટે રાખેલી ધાસ્તી અને
ચેંતા ધ્યાનમાં લેતાં, તેની હાલત બુદ્ધિ વિનાનાં જાનવરો કરતાં
મદતર છે. તે જાનવરો પોતાની હાલની મોજ અને આનંદ
ારફ જુએ છે, અને પહાડો તથા જંગલોમાં ફરતાં ફરે છે, ચરે
છે, ખાય છે, પીએ છે અને પોતાની જીંદગી પૂરી કરે છે. તેઓ
ભવિષ્યની ઉમેદ કે શિક્ષાની ધાસ્તી રાખતાં નથી, ત્યારે માણસ
જાત તો તે કરતાં બદતર, કે જે ભવિષ્યની જીંદગી જેવું
કાંઈ પણ નહીં હોવા છતાં ફોકટની ઉમેદોમાં મલકાય છે, અને
ધાસ્તીઓથી હેબતાય છે. એ પ્રમાણે જ્યારે જાનવર ભવિષ્યની
ઉમેદ યા ધાસ્તી વગર જીંદગી ગુજારે છે ત્યારે માણસની હાલત
તો બદતર. કારણ કે, તે ફોકટના એવા ખ્યાલમાં ધક્કેલાં ખાય
છે. પણ નહીં, એમ નથી. તે કીરતાર ઇન્સાફ, ડહાપણ, અને
ભલાઇનો ખાવિંદ છે. તેણે માણસની ઉમેદો અને ધાસ્તીને અનુ-

સરતી બીજી જીંદગી સરજી છે, જેમાં નેક માણુસોની ઉમેદો અને આશાઓ વાજબી રીતે બર આવે છે."

મામાજી! તમે કહો છો તે ખરૂં છે, કે મુંબાઈ તમે ધંધોધાપો કરતા હતા ત્યારે તો મામીજીને પણ વ્હાલા લાગતા હતા, ને દીકરા દીકરી સૌ ઓવરાઈ પોવરાઈ જતાં. પણ તમે ધંધોધાપો છોડી જાથુકના પોતાની ટુંક માયાપુંજી ઉપર ગુજારો ચલાવો છો ત્યારથી તમે ઘરમાં અકારા જણાઓ છો. એ તો ડુંગરા દૂરથીજ રળીયામણા. આદમીને એકની એક સ્થિતિ ગમતી જ નથી. તમે મહિનો છ મહિના અહિં રહેતા, ત્યારે પૂજાતા હતા. જૂઓ. તમે પાછા મુંબાઇ ધંધે જાવ. ખાતાં તો ખવાઈ જશે, ને હજુ પછી પણ એવું જ ચાલ્યું તો આવક ઉપરાંત ખરચ થઈ કરજ થશે. બહાર જશો ત્યારે જ તમારા ઉપર સર્વની માયા પણ પાછી વધશે. તમને દાખલો કહું.

નકામા આળસુ પડી રહી બાપદાદાની જાગીર ઉપર નિર્વાહ ચલાવનારા એક જમીનદારની જમીનનું ઉત્પન્ન ૫૦૦ રૂપૈયા હતુ. આટલી આવક છતાં તે કરજમાં તણાતો ગયો. એટલે તેણે પોતાનું કરજ ભરવા માટે અરધી જમીન વેચી નાંખી, ને બાકીની એક સાંથીઆને ૨૦ વરસને પટે સાંથે આપી. વીશ વરસની પટાની મુદત પૂરી થઈ, ત્યારે પેલો ખેડુત સાંથીઓ આવીને પેલા જમીનદારને કહેવા લાગ્યો કે, "એ જમીન તમામ મને વેચશો ?"

જમીનદારે પૂછયું; "શું કહે છે! શું તું એ જમીન વેચાણ રાખી શકશે ?"

ખેડુતે જવાબ દીધો, "હા. જો કિંમતમાં ઠરે તો રાખું."

જમીનદારે કહ્યું:—હું ૫૦૦ રૂપિયાની આવક છતાં કરજદાર બન્યો, ને તું આટલી અરધી ઉપજ ભરવા છતાં પૈસાવાળો કેમ થયો ?"

ખેડુતે જવાબ દીધો:—"તમે અમથા આવક ઉપર પડી રહ્યા, અને ફલાણા જા, ચીના દોડ એમ હુકમ માત્ર કર્યા કીધા. પણ હું પોતે તે ઉડતાંને વાર "આવો" કહી સવ સાથે કામે લાગતો. જ્યારે તમે પથારીમાં પડીને આવક ગુમાવી દીધી, ત્યારેમેં તો સકાળે ઉઠી મારા ધંધા ઉપર જ ધ્યાન આપ્યું અને આવક વધારી."

ખરૂં કારણ આ છે મામાજી! જ્યારે મામીજી સાથે બોલચાલ થવાનું શરૂં થયું છે ત્યારે તો નવો માર્ગ અખત્યાર કરી પાછા ઉદ્યોગી થાવ. "એક રસ્તો બંધ, તો સો રસ્તા ઉઘડા." મામાજી! કઈ વખતે કયો દહાડો આવશે તે આપણે જાણતા નથી, કાંકે આપણે કાંઈ સંપૂર્ણ જ્ઞાની થયા નથી, તેથી તે દહાડો જ્યારે જોવાનો પ્રસંગ આવે છે ત્યારે આપણે હરણફાર થઈ દુ:ખનાં તીરોથી ફાટી જઈએ છીએ. માટે વિચાર કરી, બીજાંનું જોઈને તે રસ્તે આસ્તે આસ્તે ચાલો.

મામાજી! આ એક બોધવચન સમજમાં રાખવા જેવું છે:—"માનવીના અજ્ઞાનપણાને લીધે દુ:ખનો ભેદભરમ ખુલ્લો થતા નથી. જો ઇનસાન સર્વજ્ઞાની હોય, તો દુ:ખનો ખ્યાલ તે ધરાવી શકે જ નહીં. કારણ કે પછી તો તે ખુલ્લી રીતે સમજી શકશે કે, મન અને શરીરનાં સઘળાં કાર્યો, કુદરતી કાયદાઓને અનુસરતાં, અને સામાન્ય શક્તિઓ ઉપયોગમાં આવતાં ઉપજતાં જાય છે, અને સંજોગો તપાસતાં તે તદ્દન જરૂરનાં છે. સારાં અને નઠારાં કામોના તેમ જ સુખી અને દુ:ખી અવસ્થાના કાયદાઓ સરખા જ છે. આપણને ઘણી વખતે સારી ચાલ કરતાં માઠી ચાલ શું કામ ગમે છે? સચ્ચાઈ કરતાં જુઠાઇને કાં પસંદ કરીએ છીએ? તેનું કારણ એ જ, કે આજુબાજુની અસરોની છાપ આપણાં સાંકડાં બુદ્ધિબળ અને મગજશકિત ઉપર પડવાથી આપણા વિચારો અને કાર્યો તે મુજબ જ ઉત્પન્ન થતાં જાય છે."

ગવાયું છે કે;

વિપત્તિમાં ઘડી ઘડી ધીર જે આપે દિલને,
સ્નેહી સાચો તે જ સખી ચિન્હ એ કહું છું તમને.—વિ૦
સંગત આપણી ઉપજાવે એ હરખ ભારે મુને,
હૈયું એ મારૂં થયું આધીન ચિંતા નળને.—વિ૦

મામાજી! રોજના વહેવારમાં તમે જૂઓ છો, કે ' એક સાહસિક જુવાન પોતાની રડતી માતાની ચિંતાભરી ગોદમાંથી પારકા દેશોમાં રખડવાને છૂટો પડે છે. એક વિચારવંત દાનાવ ઉંઘની અથવા મધરાતની નુકશાનકારક શરદીની દરકાર કર્યા વગર ઝુંઝવતા દીવા સન્મુખ અભ્યાસમાં મશગુલ રહે છે. એવા શોખને માટે એક કુમારિકા થાકયા વગર સવારથી તે સાંજ સુધી જાણે કોઈ જાદુઈમાં ફસેલાં પગલાં સાથે કોઈ ગુંચવણભરી અને આશ્ચર્યકારક વાતમાં મશગુલ રહે છે." એ સર્વનું કારણ એ જ, કે પ્રામાણિક મહેનત ફળ વિના પાછી જતી નથી. કોલંબસ તો હિંદુસ્થાનનો પશ્ચિમ તરફનો રસ્તો શોધવા ગયો, પણ તે રસ્તાને બદલે અમેરિકા જડી આવ્યું! " Until a man takes trouble he does not get treasure. માણસ મહેનત કરતો નથી ત્યાં સુધી તેને ખજાનો મળતો નથી." તેમ જ સૉલ તો પોતાના બાપનાં ગધેડાં શોધવા ગયો, ને મળી આવ્યું ત્યારે તો એક રાજપાટ! માટે જે ધારણાથી પ્રામાણિક ઉદ્યોગ કર્યો હોય તેની તે જ ધારણા વખતે નહીં પાર પડશે, તોએ મહેનતનો બદલો ખાલી તો નહીં જશે; બલકે કોઈ વધારે મોટું ઇનામ મળશે. અને તમારે માટે તે ઇનામ એ જ બસ થશે, કે દરરોજ કજીયો વધતો અટકશે, ને તમારૂં ઘર લોકબત્રીસીમાં આવવા પામશે નહીં.

શું બોલ્યા મામાજી? વિસામો લેવા હવે છેવટનો ઘેર

આવેલો તે પાછો મુંબાઈ કેમ જાઉં? તમારા મનમાં તો હવે કાંઈ ઉંધાં ને ચતાં થાય છે! તમે શું આવું દુઃખ તો કોઈ ઉપર પણ પડતું દીઠું નથી? શું મોત, મોત, બસ મોત તમને પસંદ થઈ રહ્યું છે? અરે જાવ, જાવ, તમે તો ડાહ્યા છો. એ તે કાંઈ દુઃખ છે કે? દુઃખ તો કેવાં થાય છે તે બ્રુસેલ્સમાં જઈને પૂછો, કે મામી ક્યાં કપાઈ મુઈ ને મામા કયા જંગલમાં ભૂખ્યા મરે છે! મામીની દીકરીઓની લાજ ક્રુર જર્મનો લૂંટે છે, ને મામાના દીકરાઓ પાસેથી તેમની સર્વ માયાપુંજી લઈ મૂકીને તેઓને ગોળીથી ઠાર કરવામાં આવ્યા છે, અને કયકંઈ મામાઓનાં મકાનો બાળીને ભસ્મ કરવામાં આવ્યાં છે! માટે તમારા મનની આવી ભ્રમણા, મામાજી! તમો છોડી ધો. તમારૂં દુઃખ તે કાંઈ દુઃખની ગણત્રીમાં કહેવાય કે? એ તમારા મનના ચાળા છોડી ધો. ભલે તમે મોતના વિચારો કરો છો તો તે પણ એક લેખે ઠીક છે, જે હું હવે પછી તમને સમજાવીશ, પણ વચમાં મને તમારા મનને બોધ આપનારાં પદો ગાઈ લેવા ધો, પછી મોતની વાત.

ક્યાં ક્યાં જઇને ચઢે છે મનાતું, ક્યાં ક્યાં જઇને ચઢે છે?
એક ઘડી કહિ શાન્ત ન થાતું, શા શા ઘાટ ઘડે છે?—મન તું૦

પહોંચે પાતાળે તું ક્ષણમાં, આકાશે અથડે છે,
સમજે સાર અસાર છતાં પણ, જઈ કુવામાં પડે છે.—મન તું૦

પળમાં ખ્યાલ કરી ખુશ થાતું, પળમાં પાછું રડે છે;
ડરતાં જન જાહેરમાં કરતાં, તે ન તને તો નડે છે.—મન તું૦

પરના સુખથી નાહક બળતું, નિશદિન શું બબડે છે?
ઘડીમાં વળી પસ્તાતું પાપથી, ન ઘડીમાં તારૂં ઘડે છે.—મન તું૦

મિથ્યા માન અને શ્રીમદથી, કુલાતું શું સડે છે?
જન્મ, મરણ ને દુઃખ આ ભવનું, સઘળું તારા વડે છે.—મન તું૦

આ જગમાં સૌ જન પર કેવું, તારૂં રાજ કડે છે;
કરી વશ તુજને કોઈ વીરલા, હરિપદમાં તો જડે છે.—મન તું૦

મામાજી! મોતનો વિચાર ભલી નેમથી કરો તો તમારા જેવા સુખી કોઈ નથી. આગલા વખતોમાં એવો રિવાજ હતો કે હરેક કુટુંબમાં મરણ થાય તો તે મરનારનું મુડદું કેટલાએક લોકો પોતાની વાડીમાં દાટતા હતા, અને તેની ઉપર કબર બાંધતા હતા. એ રીતે કરવાનું તેમનું મોટું કારણ એ હતુ, કે વારે ઘડીએ તે કબર જોયાથી તેઓ પોતાની ભરમોજમાં તેમના મોત વિષે વિચાર કરે, અને તે જોઈને શિખામણ પામે કે આ દુનિયાનાં મોજશોખ કરતાં પેલી જહાનનું હંમેશનું સુખ તથા હંમેશનું જીવવાનું મેળવવાને વાસ્તે આ જહાનમાં પાયો નાંખવો જોઇએ. પોતીકી વાડીઓમાં પોતીકાં કુટુંબનાં મરનારાંઓને રાખવાનો રિવાજ હાલના જમાનામાં જોવામાં આવતો નથી. પણ ડાહ્યો અને દુનિયાનો એક નેક મિત્ર આ રીતે બોલી ગયો છે, કે "જમના ઘરમાં જવા કરતાં શોકના ઘરમાં ભેટ આપવી એ વધારે સારૂં છે" અને એ ઉપરથી ઘટતે અથવા અણુઘટતે વખતે પણ મોત જે હમેશ આપણી પછવાડે છે, અને જે આપણાં પગલાં હંમેશ તપાસતું રહે છે, તેનાથી એકાએક અજાણપણામાં માર્યા જઈએ તેના કરતાં તેના જેવા દુશ્મનોના વિચાર હમેશાં આપણા મનમાં લાવ્યાં કરીએ, એ વધારે દુરસ્ત નજરે આવે છે. તેને માટે એરવદ સાહેબ મોદીનો નીચેનો દાખલો ખ્યાલ કરવા જેવો છે.

"આનીકા નામે એક કીર્તિવાન અને બહાદુર રશીયન લડવૈયો હતો. તે મેદાનમાં પડયો, કે કોઈ પણ હમનબર્દ સાથે લડે. એક વેળા હાડકાં નીકળી આવેલી એક બુઢ્ઢી ડોસીના રૂપમાં મોત સામું આવીને ઉભું રહ્યું. એટલે

આનીકાએ ગભરાઇને એક વરસની મહેતલ માગી; તો મોત કહે કે, "છ મહીના પણ નહીં આપું." તો આનીકા કહે કે, ત્રણ મહિના તો આપ, તો કહે કે, "નહિ." "ત્રણ દહાડા આપ" તો કહે કે "ત્રણ કલાક પણ નહીં." તો કહે કે; "ત્રણ મીનીટ તો આપ!" જવાબ દીધો કે–"ના." ત્યારે આનીકાએ કહ્યું કે, "કશા ખાતર નહીં તો મારી મોટી દોલત વહેંચી આપવા ખાતર તો આપ." તો કહે કે, "નહીં. તારે અગાઉથી તે ગરીબોને ખેર ખેરાત કરવી હતી." પછી કહ્યું કે, "દોલત માટે નહીં તો બંદગી માટે તો ત્રણ કલાક આપ." તો કહે કે, "નહીં. તારે તે પણ કરતાં રહી તૈયાર રહેવું હતું."

મામાજી! મોત માગ્યા કરતાં મોતની હરદમ તૈયારીમાં રહેવું બહેતર છે. સિકંદર દહાડો હોય તેટલામાં જ મોતની તૈયારી કરવી લાજમ છે. વાસ્તે એ પ્યારા ને નેક મામાજી! મોતના વિચાર કરવાથી તમે કંટાળો ના ખાતા. એવું ના ધારતા, કે તેવા વિચારો તમને નકામા સંતાપશે. અને એમ સમજી તમે તેમને એક કોરે રહેવા ના દેતા. મોત એક દુશ્મન છે, જેને વિષે હમણાં ગમે તો સાંભળો કે ગમે તો તમારા કાન બહેરા કરો, પણ એ દુશ્મનને કોઇ દિવસે પણ તમે જોવાના જ. એટલા ઉપરથી મોતના દેખાવો ઉપર ધ્યાન આપવું, તેનું કૌવત કેટલું છે તે સારી રીતે સમજવું, અને તેની સામે કયા ઉપાયો કામ લાગશે તેનો વિચાર કરવો. ખીની કે ઘરની મોહબત ત્યજવી, એ તમારૂં ડહાપણ કહેવાશે; બાકી દુઃખના વખતમાં મોત માગવામાં ડહાપણ નથીજી.

આ ઉપરથી મામાજી બોલી ઉઠયા:—

"કીસકો બિમારી ચે ઉલફતસે શફા મીલતી હય?
ચારા ગર મીલતો હય, ઇસકી ન દવા મીલતી હય.

ખાનેકો ખુને જીગર ઇસમેં ગીજા મીલતી હય;
વાસ્તે સયરકે આહોંકી હવા મીલતી હય.
"રખ્ખે મહફૂઝ ખુદા ઇશ્કકી બિમારીસે,
મોત બહેતર હય કહીં દિલકી ગીરફતારીસે!"

હે ભાઇઓ ને બહેનો! જરા જેટલા દુઃખમાં પણ માણસ ધીરજ ધરીને દિલાસાના સખુનો નહીં સાંભળે તેને માટે આ કલમ લાઇલાજ છે.

# દિલાસા પત્ર ૫૪ મો.

"My soul lies hid in shades of grief;
Whence, like the bird of night, with half-shut eyes,
She peeps and sickens at the sight of day."

Dryden.

"મારો આત્મા દિલગિરિની છાયામાં સંતાયેલો રહે છે: જ્યાંથી તે રાત્રીના પક્ષી માફક અર્ધી મીંચાયેલી આંખો વડે તે ડોકીયાં કરે છે, અને દિવસના દર્શનથી તે કંટાળેલો રહે છે." ડ્રાયડન.

મારાં વ્હાલાંઓ! એટલાં બધાં અકળાયલાં ગભરાયલાં શા સારૂ દહાડા કાઢો છો? જ્યારે તમારે માથે તમારા બાપનું છત્ર છે, તમારી માતાનો ઓથો છે, અને તમારાં માતપિતાને માથે પરવરદિગાર જેવો મોટો બાપ બેઠેલો છે, તો પછી આમ માર્યાં માર્યાં શા માટે ફરો છો? આબરૂ જશે તો કાંઈ આખો ભવ હારી ગયાં કે શું? દુશ્મન ડુબવવાને તલપી રહ્યો હશે તો શું

તેના માથાંનો કોઈ મળશે નહીં કે? મોત આવી આવીને એક જ વાર ખ્હીવડાવશે, પણ કાંઈ બે વાર તો તમારો પ્રાણ લેવા જમડો આવવાનો નથી ને?

મારાં વ્હલાં! તમે પાપી છો તેથી તમને દુઃખ થાય છે. એમ માનીને તમારે સંતાપ હરગીજ ના કરવો. દુઃખ, વિપત્તિ, સંકડામણ, સતામણી, સંતાપ, મુશ્કેલીઓ, કે આફતો તો સર્વથી નામાંકિત થયેલા ધર્મસુધારકો, અને પેગમ્બરોને પણ ભોગવવાં પડયાં છે. તેઓ તે ભોગવીને જ મુઆ છે. નીમ્બાકાચાર્ય મુશીબતોમાં હેરાન હેરાન થયા. મોઝીઝ ઉપર અનેક તરકટો જોડાયાં. જરથોસ્ત પગંબરને જાદુગર કહી હાડમાર કરવામાં આવ્યા, ને છેવટે તુરબરાતુરૂતે તે સાહેબનું ખુન સુદ્ધાં કર્યું. ક્રાઇસ્ટને આફતો વચ્ચે ધર્મ ફેલાવવો પડયો, અને આખરે શૂળીએ લટકાવી તેનો પ્રાણ લેવામાં આવ્યો. રામાનુજાચાર્ય ઉપર દ્વેષ અને દુશ્મનાઇને લીધે અનેક સંકટો આવી પડયાં હતાં. માધવાચાર્યની પુષ્કળ નિંદાઓ થઈ. તેમની વગોવણીમાં તેમને દેશ દેશ ભટકતાં પણ કોઇએ ઠરીને બેસવા ન દીધા. બુદ્ધ ભગવાન રાજપુત્ર છતાં દેશનિકાલ ભોગવી ભીક્ષા માગી પેટનું પૂરૂં કરતા હતા, છતાં તેમના ઉપર લોક-અપવાદ પુષ્કળ ચાલ્યો. અને તેમના ઉપર પૂછી પૂછીને દુઃખો આવી પડયાં. શાકતને તેના ઉપર શાક્તમાર્ગી ચેલાઓએ જ હુમલા કરી સંતાપ્યો. જૈન લોકોના આદિનાથને તો પાખંડી, પ્રપંચી, અને પાપી ગણી તેમના અંગ ઉપર પણ હુમલાઓ કરી પીડવામાં આવ્યા. રામમોહનરાયને બ્રહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજના ઉત્તેજન માટે લોકોએ ટુંપી પીંખી નાંખ્યા. ગુરૂ નાનકને શીખ ધર્મ પ્રવર્તાવતી વખતે હિંદુઓએ તેમ જ મુસલમીનોએ ઝાટકી નાંખ્યા; તેમને કોઇએ ટકવા પણ ન દીધા. તેઓના ગ્રંથજીને પ્રથમ તો હસી કાઢીને અપમાન કરવામાં આવ્યું, પણ આખરે તો તેમના મુઆ પછી તેમના મુડદા

ઉપર માલેકીની મારામારી ચાલી. હિંદુઓ કહે કે તેઓ અમારા ગુરૂ હતા, માટે અમે એમના મુડદાની સર્વ વિધિ કરીએ. મુસલમીનો પોતાના ગુરૂ કહી તે મુડદું પોતાને સ્વાધીન લેવાની ખેંચાતાણી કરવા લાગ્યા! વલ્લભાચાર્યને શિવમાર્ગીઓ ઠગારા કહી હીણુતા અને મારવા પણ તત્પર હતા. શંકરાચાર્યને દારૂડિયા તથા માંસાહારી કહી લોકો સતાવતા, અને રામકૃષ્ણ દેવ જ્યારે આત્માની શુદ્ધિ માટે ઉત્તમ માર્ગ બતાવતા ત્યારે તેમને નાસ્તિક કહી હાડમાર કરી નિંદવામાં આવતા હતા. દયાનંદ સરસ્વતીએ આર્યસમાજ સ્થાપી ત્યારે સનાતન ધર્મના લોકો ઉશ્કેરાઈને તેમને બદમાશ, પાંખડી, દુષ્ટ કહેતા અને આર્યસમાજનું ધામ પોતાના સંડાસમાં હોવાનું કહેતા! ચૈતન્ય દેવે આખા બંગાળામાં જડવિદ્યાનું ખંડન અને ચૈતન્યનું મંડન કરવાની શરૂઆત કરી, ત્યારે પ્રથમ તો આખું બંગાળ ખળભળી ઉઠયું, અને તેમના ઉપર હુમલા ઉપર હુમલા થવા લાગ્યા. તેમને અનેક મુશીબતોમાં લાવી નાંખવામાં આવ્યા.

મારાં વ્હાલાંઓ! આમ ગણુશો તો તમને જણાશે કે સોળેસોળ ધર્માચાર્યો ઉપર મુશીબતોના વરસાદ વરસાવવામાં આવ્યા હતા. તેમના ઉપર દુઃખોના પહાડો તોડી પાડવામાં આવ્યા હતા. તેમને સંકટોના સાગરમાં ડુબાડી જ દેવામાં આવ્યા હતા. આવા આવા ધર્મી, ખુદાઈ, આત્મજ્ઞાની, મહાત્માઓ ઉપર વિટંબણાઓ ને વિપત્તિઓ પડી છે, તો આપણે સાધારણ માણુસના શા આશરા? એનો ભરમ હું તમો વ્હાલાંઓને સમજ પાડું; સાંભળો.

"આકારની પછવાડે છાયા છે. અગ્નિની પછવાડે ધુમાડો જાય છે. કારણની પછવાડે કાર્ય ચાલુ આવે છે, અને મનુષ્યનાં કાર્યો ને વિચારો પ્રમાણે તેને સુખ કે દુઃખ મળે છે. આ જગતમાં

એવું એક પણ કાર્ય નથી, કે જેનું સીધું કે આડકતરૂં કારણ ન હોય. કાર્ય–કારણનો નિયમ દિવ્ય ન્યાય ઉપર આધાર રાખે છે, અને તેથી તે અચળ છે. માણસો દુઃખ ભોગવે છે તેનું કારણ એટલું જ, કે થોડા વખત અગાઉ અથવા તો ઘણા વખત પહેલાં ભુતકાળમાં તેઓએ કંઈ ને કાંઈ અશુભ અને કડવાં બીજ રોપેલાં હશે જ; અને તેનો દુઃખનો પાક તેઓ લણે છે; જો તેઓએ ભૂતકાળમાં સારાં અને મીઠાં બીજો રોપ્યાં હોય છે, તો તેઓ આનંદનો પાક લણે છે!”

અરે વ્હાલાંઓ! તમારા મોટા બાપે તમારો જીવ ઠેરવવા કેટકેટલી ભયાનક ચીજો તમારાથી છૂપાવી છે અને કેટલી બધી કુદરતો તમને આનંદ આપવા સારૂ ખુલ્લી કરી છે તેનો વિચાર કરો. વિચાર કરતાં તમો વ્હાલાંઓને માલમ પડશે, કે તે પરવરદિગાર સાહેબે માણસના મનમાં ખુશમીજાજ જારી રાખવાને અને આનંદ આપવાને કેવી સંભાળ લઈને મનને એવી રીતે બનાવ્યું છે, કે જેથી ગમે તેવી થોડા ઉપયોગની ચીજો, જેવી કે ખડકો, પહાડો, વેરાન જગ્યાઓ, અને બીજા કુદરતના ડરામણા ભાગોથી પણ તે મન ગમ્મત અને ખુશી મેળવી શકે. જેઓ ફીલસુફીની માહિતગારી ધરાવે છે, તેઓ આગળ વધીને જુએ છે તો તેઓને માલમ પડે છે કે, દુનિયામાંની ચીજો પોતાનામાં જે ખુદ ખરેખરા ગુણો ધરાવે છે તે જ ગુણોમાં જો આપણી નજરે પડી હોત, તો તેઓનો દેખાવ આપણને ઘણો જ અણગમતો ભયંકર તથા નાખુશ લાગ્યા વગર નહીં રહેત. ખ્યાલી ગુણો જેવા કે સ્વાદ અને રંગો, અવાજ અને વાસ, ગરમી અને ઠંડી પેદા કરી શકે એવી શક્તિ ખુદાવંદ તાલાએ તે ચીજોમાં આપણે માટે બક્ષી છે, કે જેથી આપણે કુદરતની હલકી પદવીઓમાં પડવા છતાં તેને લીધે આપણું મન પણ દિલપસંદ જુસ્સાઓથી ખુશી અને આનંદથી ભરેલું રહે.

ટુંકામાં આખી સૃષ્ટિ જાણે એક નાટકશાળા જેવી છે, કે જે એવી તો વસ્તુઓથી ભરાયેલી છે, કે જેથી આપણામાં મોજ, ગમ્મત, તથા તાજુબી પેદા થયા વિના ન રહે. ઇશ્વરે માણસો રૂપી ઝાડોની જગત રૂપી મોટી વાડી કીધી છે. તે વાડીને કાળ રૂપી માળી જાળવે છે, તથા તેનાં સારાં ફુલો તે ચુંટે છે. મતલબ કે કેટલાંક લોક તો કળીની ખીલતી પુષ્પ અવસ્થામાં જ મરી જાય છે, અને કેટલાંક ફળ રૂપ થયા પછી નાશ પામે છે. જગતમાં જન્મ ને મરણ વિગેરે ઇશ્વરના હાથમાં છે. માટે હે વ્હાલાંઓ ! તે સંબંધી તમારો હરખ અને શોક તજી દો. જેમ તમે ઘણા ટીપાવ તેમ તમે ઘણા ટેવાશો; જેમ ઘણા ઘુંદાશો તેમ તમારામાંથી સુંદર સુગંધનો પમરાટ બહાર આવશે. ધીરજ ધરો.

પ્રભુને ગમે તે સમે સૌ સહેવું, સદા રાજી રાજી હૃદેમાં રહેવું;
કદિ હેબકી હામ હૈયે ન હારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

સજ્યો ઇશ્વરે વિશ્વનો ખેલ એવો, જુઓ માંડવો મેહનો હોય જેવો;
થનારો ઘડીમાં, ઘડીમાં જનારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

મળે એક કાળે વિવાહની વધાઈ, મળે એક કાળે મહા ભોગ ભાઈ;
ન ચાલે સદા કાળ સારો નઠારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

જતી હોય જો આબરૂ એક કાળે, થતી હોય કાયા કદિ ભંગ ભાલે;
પ્રભુની પૂરી એવી ઇચ્છા વિચારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

મારાં વ્હાલાંઓ ! હદ વગરના દુઃખને આંસુ હોતાં નથી. જરા જરામાં રાંકડાં થઈ રડી પડવાથી આપણને તેવી આદત પડી જાય છે, અને લોકો તેને ઢોંગ સમજીને હસે છે, અને આપણને બેવડાં દુઃખ થાય છે. આંસુ પાડવાં એ કાંઈ ખરેખરી દુઃખની લાગણી નથી. ઘણા કંટ્રાકટરો શીનોર કે સાહેબની આગળ પોતાનું કામ કાઢી લેવાનાં હોય છે ત્યારે નાકમાંનો વાળ તોડીને આંખમાં આંસુ

લાવે છે. આપણે ઘણી ગમ લગ્નમાં જોઈશું કે વરરાજાની ઘોડે ચઢવાની તૈયારી થાય, અથવા સાજ નીકળવાનો વખત થાય ત્યારે વરરાજાની ભમાઈ કે માસી અથવા માતા આંખમાં આંસુ લાવ્યા વગર રહે નહીં. સપરમે દહાડે પણ તાણી તોડીને ૫–૧૦ વરસ ઉપર વરરાજાનો બાપ ગુજરી ગયો હોય તેને યાદ કરીને, "અરે આજે એના બાપ હત તો કેવા ખુશી થાત!" આમ કહીને અમસ્થાં રડે છે. કોઈ વળી આંખપાણી કરે છે, કે "એનાં મા આજનો દહાડો જોવા નહીં જીવ્યાં!" વિગેરે પ્રકારનાં અમસ્થાં દુઃખો હાથે કરીને ઘણાં માણસો તાણી તોડીને માથે ખેંચી લે છે. જાણે એમ આંખપાણી નહીં કરે તો હેત કેમ જણાય! અરે પ્યારાં નૂરચશ્મીઓ! મોત ન હોત તો જન્મ થાત નહીં. મોત ન હોત તો હું તમારો પાલક બાપ કહેવાત નહીં. મોત ન હોત તો રાજાઓ રાજા ન થઈ શકત, ને રાણીઓ પટરાણીઓ ન બનત. એક વાર અકબરની દરબાર હલમલી રહી હતી. સર્વ સરદારો, દરકદારો, માનકરીઓ, અને શ્રીમંત શાહુકારો સર્વ એકઠા મળ્યા હતા. નાચરંગ ચાલી રહ્યો હતો અને અકબર પૂરેપૂરા આનંદમાં સુખ સ્વરૂપ મગ્ન મગ્ન થઇને તખ્ત ઉપર મહાલી રહ્યો હતો. આ આનંદથી હરખાઇને અકબરે બીરબલને ભરમમાં પૂછ્યું કેઃ—

"આહ! એક જ નહીં હોત તો કેવું સારૂં!"

બીરબલઃ–"ત્યારે બંદેનવા જ તમે આ તખ્ત ઉપર આવતે જ ક્યાંથી? અને આવો આનંદનો લાવો લેત જ કેમ?"

"આ માર્મિક સવાલજવાબથી દરબારીઓ ગભરાયા, કે એ એક જ જણ દરબારમાં નહીં હત એવું પાદશાહે કોને માટે કહ્યું હશે!" દરબારીઓએ ગભરાઈને બીરબલને તે વાત પૂછી. બીરબલે ભરમ ફોડયો, કે પાદશાહે એમ કહ્યું કે "મોત જો નહીં હોત તો કેવું સારૂં?" તેનો મેં જવાબ દીધો કે, "મોત જો નહીં હોત

તો તમારા બાપ, બપાવા કે તમે પોતે આ તખ્ત ઉપર આવ જ કયાંથી ?"

મન હુમે હીચસ્ત ચું મી બેગુઝરદ,
બખ્ત ઓ તખ્ત ઓ અમ્ર ઓ નેહી વ ગીર ઓ દાર;
નામે તીકે રફ્તગાન ઝાયેહ મકુન,
તા બેમાનદ નામે નીકત બરકરાર.

દોલત, રાજપાટ, સત્તા, અને મુલકોની જિત એ બ શા ખપનાં છે ? કારણ, એ બધાં ચાલી જશે, કાયમ રહેવા નથી. ગુજરી ગયેલાં ભલાં નામોને ફોકટમાં ગુમાવતા ના, જેથી તમારૂં ભલું નામ પણ યાદગાર રહી જશે. પેલો મહ ફીલસુફ શું કહે છે તે તમે સાંભળો:—

"ઘણાં ડાહ્યાં માણસો શાન્તપણાથી મરણ પામે છે, અ અજ્ઞાન માણસો ચિંતા સાથે મરણ પામે છે. તેનું કારણ શું ? એનું કારણ એ નથી કે ઘણા ઉંડા વિચારવાળાં માણસો અગ ચેતીથી જોઈ શકે છે કે, તેઓ એક વધારે સુખી હાલત તરફ જાય જે એક સાંકડી નજરવાળાં આદમીઓ જોઈ શકતાં નથી ? મને તમારા વડવા જેમને હું માન આપતો હતો અને ચહાતો હું તેઓને જોવાની ઉમેદથી મોતમાં જ અત્યંત ખુશી ઉપજે અને જે ભલા પુરૂષોને હું ઓળખું છું તેઓને જ ફકત ના પણ જેઓને વાસ્તે મેં વાંચ્યું છે અને સાંભળ્યું છે અને વ જેઓને માટે મેં પોતે લખાણ કર્યું છે, તેઓને પણ મળવ હું અત્યંત ઇચ્છા રાખું છું. આવી ખુશનુમા મુસાફરીથી : પાછો રાખવામાં આવશે નહીં. અરે ! ભાગ્યશાળી દહાડો તે, કે જ્યારે હું આ રોળામાંથી, આ પવિત્રાઈના ઢગલામાં છૂટો પડીશ, અને ઉંચો દરજ્જો પામેલા આત્માઓનાં ઇશ્ મંડળમાં દાખલ થઇશ, જ્યારે હું ઉપર કહેલા મહાન પુરૂષે

આગળ જઈશ, એટલું જ નહીં પણ મારા દીકરા કેટ્રોની નજદીક જઈશ, કે જેના કરતાં કોઇ વધારે ભલા આદમીએ જન્મ લીધો નથી, અને જેના મરણની ક્રિયાઓ મેં પોતે કરી છે, તો જો કે તેણે મારી ક્રિયાઓ કરવી જોઇતી હતી, પણ તેના આત્માએ કાંઇ મને છોડી દીધો નથી, પણ મારી ઉપર નજર નાંખતો અગાઉથી તે મકાનો તરફ તે ગયો છે, કે જ્યાં તે જાણે છે કે, હું તેની પાછળ જનાર છું, અને જો કે મારા દીકરાના મરણની ખોટ હિમ્મતથી સહન કરતો હું દેખાયો હોઉં તો પણ તેથી મને કાંઈ લાગ્યા વગર રહ્યું નથી. પણ મેં આ ખાત્રીભર્યા વિચારમાં દિલાસો લીધો છે કે, થોડા વખતમાં અમે પાછા મળીશું, અને પછી ફરીથી કદિ છૂટા પડીશું નહીં."

આ ઉપરથી વ્હાલાંઓ! તમને જણાશે કે શરીર પડયા પછી જીવ વડે જગત રૂપી ઈશ્વરને આપણે સર્વે આધીન થવાના. ત્યારે હર્ષશોક કોનો કોણ કરશે? ઘણું દુઃખ એ ખુશાલીની સવાર છે, અને હદથી બેહદ ખુશી એ દુઃખનું મંડાણ છે.

હે વ્હાલાંએ! પૈસા અને ધનદોલત કે માલમીલકતના ઝાડ ઉપર સુખ લટકેલું સમજીને તેનાં ફળ ખાવાની લાલસા કરશો, તો જ તમને દુઃખનાં કડવાં ફળ ચાખવાને મળશે. કારણ કામ સમાન કોઇ વ્યાધિ નથી, મોહ સમાન કોઈ શત્રુ નથી, ક્રોધ સમાન કોઈ અગ્નિ નથી, જ્ઞાન સમાન બીજું કોઈ સુખ નથી, અને પૈસાના લોભ જેવું બીજું એકે દુઃખ નથી. પૈસાને મેળવતાં દુઃખ, મેળવેલો પૈસો રાખતાં પણ દુઃખ, પૈસો ગયે પણ દુઃખ ને પૈસો ખરચે પણ દુઃખ. એવો જે પૈસો અને એવો જે પૈસાનો લોભ તેને ફીટકાર છે, ધિક્કાર છે, તુચ્છકાર છે.

હે વ્હાલાંઓ! આ મારી નશીયતોનો વિચાર કરી તમે મનમાંથી દુઃખનો મેલ કાઢી નાંખો, અને માણસ બનાવીને તમારે માટે અહીં હમા ચીજોની ન્યામત પરમેશ્વરે બનાવી દીધી છે, તેનો

ખુશાલ રહી ઉપભોગ લ્યો. સઘળાં પ્રાણીઓમાં તમને જ એક-લાંને ઉભાં અને તડાં શા માટે કર્યાં છે? તે કીરતારની સર્વ બનાવટ તમારે શા માટે જોવી જોઇએ? જોઇને તે ઉપર તાજુબ થવા માટે. તાજુબી તમારા મનમાં શા માટે ઉપજાવવી? તે બનાવટોની અને તેના પેદા કરનારની હેરતભરેલી તાજુબીઓથી તમો ચકિત થઇને આફ્રીનના પોકારો કરીને માલેકે મખલુકની હરદમ યાદ કરતાં રહો એટલા માટે. પણ અફસોસ થાય છે, કે કોઇને દુનિયાદારીનો બળાપો છે, અને કોઇને દીન ધર્મનો ગમ છે. પણ હે દાદાર! અમારા દિલમાં તો તારા ઇશ્ક સિવાય બીજા કશાનો ગમ નથી.

હે વ્હાલાંઓ! તમારાં દુ:ખી દિલને રાહત મળે ને શાંતિ થાય એ ઇરાદાથી આ સર્વ કહ્યું છે. માટે અભિમાન છોડીને તે ગ્રહણ કરજો. જેમ મલયાચલના સંગથી વાંસ ચંદન રૂપ થતો નથી, તેમ અંતરમાં બુદ્ધિ વિનાના માણસોને બોધ કે ઉપદેશ કે દિલાસો લાગતો નથી. કેમકે તેઓને મારૂં-મારૂં કરવાનું અભિમાન વળગ્યું છે તેથી તેઓ દુ:ખમાં જ સબડી સબડીને મરવાનાં, પણ દિલાસા રૂપી અમૃતવાણી પીવાનાં નહીં જ.

મત કરના અભિમાન, એક દિન નિકલ જાયગા પ્રાણ.
રાવણકી તો સંપત ભારી, ફિરત લંકમેં કુંડી;
રામચંદ્રકા લગા ઝપાટા, ઉડ ગઈ દશ મુંડી.—મત કરના૦
દુર્યોધનકા બલ કયા દેખો, બારા હજાર હસ્તી,
ભીમસેનકી લગી ગદા જબ, તનકી હો ગઇ મિટ્ટી—મત કરના૦
સાત બાલ કંસકો મારી, મસ્ત હુવા મથુરાંમે;
સપડ ગયા જબ બાલકૃષ્ણ સો, રાજ મિલાયા ધુલમેં.—મત કરના૦
કહેત મછંદર સુનબે ગોરખ બાર બાર નહીં આવે;
નહીં શરણ સાધૂકે વો નર, ફિર ફિર ગોથાં ખાવે—મત કરના૦

# દિલાસા પત્ર ૫૫ મો.



"That wherein God himself is happy, and the holy angels happy, and in the defect of which the devils are unhappy,-that dare I call happiness. Whatsoever conduceth unto this may with an easy metaphor deserve that name; whatsoever the world terms hapiness is to me a story out of Pliny-an apparition, or real delusion, wherein there is no more of happiness than the name."

'જેમાં ઈશ્વર પોતે સુખી છે અને પવિત્ર દૂતો સુખી છે અને જેના અભાવે દુષ્ટો પિશાચો સુખી નથી-તેને હું સુખ કહેવાની હિમ્મત કરૂં છું. જે કાંઈ આ સ્થિતિએ પહોંચાડે છે તેને સહેલા રૂપકથી એ નામ આપી શકાયઃ જે કાંઈને દુનિયા સુખ કરીને કહે છે તે મને પ્લીનીમાંની વાત—એક આકાર અથવા ખરો ભ્રમ-લાગે છે, કે જેમાં ફકત નામ કરતાં વધારે સુખ નથી."

વ્હાલા કાસમ! તું જે જે વસ્તુને દુઃખ માને છે, તે તે વસ્તુમાં બીજાઓ સુખ માને છે. જેને તું આફત ગણે છે તેને બીજાઓ આવકાર આપે છે. આનું કારણ શું? સુખ કે દુઃખ પોતાપોતાનો અમુક જ ગુણ ધરાવતાં હોય, અમુક જ સ્વરૂપ ધરાવતાં હોય, તો સર્વ આદમીને દુઃખ તે દુઃખ જ જણાવું જોઇએ. દરેક ઇનશાનને સુખનો ચહેરો એક જ દેખાવો જોઇએ. ત્યારે સુખ અને દુઃખમાં આવો ફેરફાર એક બીજાને જણાય છે, એ શું? તેનું એકલું કારણ એ જ છે, કે મનથી માની લેવા-

માં જ સુખ અને દુઃખ છે. મન એ જ સર્વનું કારણ છે. જેવું કરો તેવું થાય તમારા મનમાં કોઇને માટે સારો વિચાર આવશે તો સામાવાળાના મનમાં પણ તમારા માટે સારો જ વિચાર આવશે. જો તમારૂં મન બગડશે તો સામાવાળાનું મન પણ બગડશે. મનોમન સાક્ષી છે. એક વાર જે કાર્યમા તમારૂં મન સુખ ઉપજાવનારૂં જણાશે, તે જ કાર્યમાં સામાવાળાનું મન પણ સુખ ઉપજાવનારૂં થશે. તે જ ઘડીએ તે જ મન તે જ કાર્ય માટે દુખકર થશે, તો સામાવાળાને પણ તેની તે જ ઘડીએ તેનું તે જ કાર્ય દુઃખ ઉપજાવનારૂં થશે.

એક વાર એક ડોસી પોતાની સોનારૂપાનો જણસો તથા રોકડ રૂપિયાનું પોટલું લઇને પોતાને ગામ જતી હતી રસ્તે સાંજ પડી, અને એકાંત જંગલ જેવો પ્રદેશ આવ્યો ડોસીમા બીધી, કે એ જંગલમાં થઇને પસાર થતાં રસ્તામાં ચોરલુટારા મળશે તો મારૂં સર્વસ્વ લુંટાઈ જશે. એવામાં એક સરકારી ઘોડેસ્વાર આવી લાગ્યો. ડોસીએ ઘોડેસ્વારને અટકાવીને કરગરીને કહ્યું:—"હે ભાઈ! આટલું મારૂં જણસનું પોટલું તું તારી સાથે લેતો જા. હું થોડા દહાડા પછી તારે ત્યાંથી તે લઈ જઈશ. કેમકે મને ચોરલુંટારાનો ભય લાગે છે, ને તું સરકારી માણસ છે તેથી તું તે સાચવી શકીશ!" સ્વારે જવાબ દીધો:—"હે ડોસીમા! હું નોકર રહ્યો, મારે કયાં કયાં રખડવું પડે. માટે મારાથી એ જોખમ સાચવી શકાય નહીં, માટે તું વહેલી વહેલી ચાલી જા. હવે જંગલનો ભાગ બહુ જ થોડો રહ્યો છે." આમ વાતચીત કરી તે બન્ને છૂટાં પડયાં. થોડેક સુધી ચાલ્યાં નહીં એટલામાં પેલા સ્વારના મનમાં આવ્યું, કે આવો આઇતો લહાવો છોડીને ચાલ્યા જવું, એ મૂર્ખનું કામ છે. આપણે એ પોટલું રાખી લઈએ, ને પછી પચાવી પાડીએ તો કોણ પૂછવા આવવાનું છે? આમ મનમાં વિચાર કરી તે હાંક મારવા લાગ્યો:—"ડોસીમા, ડોસીમા!

ઉભી રહે, લાવ હું તારૂં પોટલું સંભાળવાનું માથે લઉં છું!"
તેમ ડોસીએ પણ ચાલતાં ચાલતાં વિચાર કર્યો, કે "હાય હાય, આ અજાણ્યા બેગાના પુરૂષને હું વગર વિચાર્યે આ જોખમ સોંપવા તૈયાર થઈ પણ એ ખાઈ જાત તો મારી પાસે શો મુદ્દો હતો, શા સાક્ષી હતા, કે મારી જણુસ મને પાછી મળત?" આવો વિચાર આવતાં તે ડોસીએ જવાબ દીધો:—"હે ભાઈ! તું હવે તારે માર્ગે ચાલ્યો જા. જે હમણાં તારામાં ભરાયો તે જ મારામાં ભરાયો!" યાને કહેવાનો સાર એ, કે જેવો લોભ સ્વારના મનમાં પેઠો, તેવો જ વહેમ ડોસીના મનમાં પણ પેઠો. થોડા જ વખતમાં જે વહેવાર કરવા માટે બન્ને જણુ મોકળા મનનાં શુદ્ધ હતાં તે જ વહેવાર થોડી પળમાં કરવા માટે બન્નેનાં મન કપટી બન્યાં. માટે હે કાસમ! મનનું માનેલું સર્વ જગત સુખી કે દુઃખી છે.

મન તેં ન વિચાર્યું મ્હારૂં! મન તેં ન વિચાર્યું મ્હારૂં!
કોટિ શિખામણુ કાન ધરી નહીં, ઉઘડે કેમ હિત બારૂં?—મન૦
વશ તારે પડી દુઃખ બહુ દીઠું, કયાં જઈ વાત ઉચારૂં?—મન૦
ઉચ્ચ નીચ ઘર ભટકા મારે, કયા લાભ સુખ સારૂં?—મન૦
મૃગજળ શીતળ જળ સમ લેખે, તુજને કેમ સુધારૂં?—મન૦
નિકટ પડયું અતિમોહિત અમૃત, તે તું લહે મૂઢ ખારૂં?—મન૦
હજી પણ સૂઝ પડે નહિ તુજને, શુભ શી રીત થનારૂં?—મન૦
છોટાલાલ ઉર સાર સમજીને, વિનવી વિનવી વારૂં?—મન૦

હે કાસમ! "તારી દુનિયા એ તારી પ્રતિછાયા છે. માટે જો તું દયા માગતો હોય તો દયાળુ થા. સત્ય જોવા ઇચ્છતો હોય તો સાચો થા. જે ગુણ બહાર જોવા ઇચ્છતો હોય તો ગુણ તારામા ઉત્પન્ન કર. મૃત્યુ પછી સુખી દુનિયામાં દાખલ થવાની ઇચ્છા હોય તો સમજ, કે અહીં, આ ભવમાં પણ એ

સુખી દુનિયા છે, નથી તેમ નથી. એ સુખી દુનિયામાં તું હમણાં જ દાખલ થઈ શકે તેમ છે, એ માન્યતા તું ખરા જીગરથી માન. કાંઈ પણ શંકા વગર સંપૂર્ણ શ્રદ્ધાથી માન, કે તારી દુનિયાને સુખી બનાવવી, એ તારા હાથમાં જ છે. એવો વિચાર કર. એ વિચાર ઉપર મનન કર, ધ્યાન ધર, અને પછી તારો આત્મા એ પ્રમાણમાં શુદ્ધ અને શુદ્ધ થતો જશે, અને તું બહારના પદાર્થો તથા બનાવોનું પાંગળાપણું તથા આત્માની અદ્‌ભુત શક્તિ જાણતો જશે."

સુખદુઃખ તો જૂદી જૂદી નજરે જૂદા જૂદા જણાતા વેષો માત્ર છે. એકની વ્હાલી બાયડી મરી જાય છે, તો તે રડાપીટ કરે છે, પણ બહારલતા પુરૂષની બાયડી મરે છે તો બીજી શોકને પરણવાની ઉતાવળ ગાટે તેને આનંદ થાય છે. એકને ખાટું, તીખું ને કડવું ભોજન સુખ આપે છે, ને બીજાને તે જ ભોજન દુઃખકર થઈ પડે છે.

જ્યારે ઇનકમટેક્સ નાંખવામાં આવ્યો, ત્યારે જેઓ મધ્યમ મવસરના હતા તેઓ દુઃખી દુઃખી થઈ પડી, તે કરને કાળો કેર જેવો દુઃખદાયક કર કહેવા લાગ્યા અને તેવા લોકો દુઃખી થઈ પડયા. પરંતુ જે કેટલાક મોટાઈખોરા અને બડાઇ મારનારા હતા, તેઓને માથે નાંખેલો કર ઓછો પડવાથી ઇન્કમટેક્સ ઓફીસમાં જાતે જઇને તેમની આંકેલી કમાણી ઉપરાંત પોતાને વધુ કમાણી થતી જાહેર કરી, પોતાની ઉપર આયપતવેરો વધરાવી આવ્યા. આવા ઘણા દાખલા બનેલા છે. તેમ જ કેટલાક કંટ્રાકટરો ઉપર ઓછો, ને કેટલાક કંટ્રાકટરો ઉપર વધતો કર નાંખવામાં આવ્યો, અને કેટલાક ડાકટરો ઉપર કમીજાદે આયપત ગણીને વધતો ઓછો કમાણીવેરો લેવાનું સરકારે ઠરાવ્યું, ત્યારે કેટલાક કંટ્રાકટરો અને ડાકટરો જેઓના ઉપર વેરો ઘણો ઓછો નાંખ-

વામાં આવ્યો હતો તેઓએ સરકારમાં ખાસ જઈને પોતાની મોટી કમાઈ ઉકમાઈથી જાહેર કરી અને પોતાની ઉપર કર વધરાવી આવવામાં તેમણે સુખ માન્યું! વિચાર કર કાસમ! કે પોતાની ઉપર કર લાગુ પડવાથી માણસ સુખી થાય કે દુઃખી? પણ દાખલાઓ પ્રત્યક્ષ બનેલા છે, કે ઘણાઓએ તે જ કરમાં મહા સુખ માન્યું, ને કેટલાકોએ તે જ કર પડવામાં મહા દુઃખ માન્યું.

ગણદેવી તાલુકા આગળ દશારા નામે મલેક લોકોનું એક ગામ છે. જ્યારે તે લત્તા તરફ સરકારે જમાબંધીની ઉપજ વધારી, અને મોટું ઉત્પન્ન ગામ વાર દફતરે દાખલ કર્યું, ત્યારે સર્વ રૈયત પોતાની ઉપર મહા મોટી આફત આવી પડેલી ગણી શોક પાળવા લાગી, હડતાળ પાડી બેઠી, અને સરકાર સામે ખળભળી ઉઠી. સર્વ કોઈ પોતાના દુઃખોનાં રોદણાં રડવા લાગ્યાં. પણ અજાયબ જેવું એ હતું, કે મલેકોના પેલા દશારા ગામે સરકારે કાંઈ પણ કર લાગુ ન કર્યો, અને દફતરે ઉપજ ન ચઢાવી, તે ગામના લોકોને સુખ આપવા સરકારે ધાર્યું. આથી મલેકો છેડાયા. "કયુંજી? દશારા ગામ દફતરમેં નહીં? એ કયા બરી આફત અપને ગાંઓપે આ ચઢી! અપને મલેકોકું વો બરી બેજાલત લગાનેકી બાત સરકારને કીઇ!" આવી રીતે મલેકોએ દુઃખી થઈ સરકારમાં અરજ કરી, કે બીજાં ગામો ઉપરથી ૨૦૦ રૂપિયા લેવા ઠર્યું હોય તો અમારા ગામ ઉપરથી ૪૦૦ રૂપિયા લ્યો, પણ સરકાર દફતરમાં દશારા ગામ દાખલ કરો!

અહો કાસમ! આ દાખલાઓ શું બતાવે છે? જેને કોઈ દુઃખ ગણે છે, તેને બીજાઓ સુખ ગણે છે. જ્યારે સુખ અને દુઃખનાં સ્વરૂપ એક છે જ નહીં, ત્યારે માણસો પોતાના મન પ્રમાણે દુઃખસુખને મરજી મુજબ મનસ્વીપણે માનીને જ હર્ષ કે શોક કરે છે. ઘણાં લોકો સેતાનને દુઃખનો ઉત્પન્ન કરનાર કહે છે. ઘણાકો ખવીસને દુઃખનો

સરદાર કહે છે; અને ઘણાકો કર્મને દુઃખનો માલીક કહે છે. પારસીઓ હોરમઝદ સાથે સુખને સરખાવે છે, અને દુઃખને એહરેમનની સાથે જોડી આપે છે. બધાં ગમે તેમ કહે, પણ એહરેમન આપણે જ છીએ, અને દુઃખ પાડનાર પણ આપણે પોતે જ છીએ. ઘણા લોકો નશીબવાદી છે, તેઓની નજરમાં તો દરેક ચીજ આગળથી જ ઠરી ચૂકેલી છે. જે બનવાનું તે તો બનવાનું જ, અને આપણે તે નહીં બનવાનું ચિંતીએ તો તેમ થઈ શકે જ નહીં એવું માનનારા લોકો પુષ્કળ છે. જેઓ પિંગલા ગુણિકાને પવિત્ર ગણીને જોતા હતા તેમની આંખે તે પૂર્ણ ભક્તાણી જણાઈ હતી; જેઓએ તેને બદનજરથી જોઈ તેઓને તે વેશ્યા જ માલમ પડી હતી. ભગવાન બુદ્ધ વારંવાર એક ગુણિકા(વેશ્યા)ના ઘરમાં અવરનવર જઈ બેસતા હતા. હલકો નીચ ધંધો કરનારી મેરી મૅગડેલીનનો સહવાસ કરી પરિચય રાખતાં ઇસુ ક્રાઇસ્ટ બિલકુલ અચકાયા ન હોતા. ગાર્ગી જેવી વિદુષી સ્ત્રી નાગી ફરતાં બિલકુલ શરમાઈ ન હોતી, અને જનક રાજા તેને જોતાં જ તખ્ત ઉપરથી ઉઠીને નમતા હતા. આ સઘળાં મનનાં કારણો છે.

કાસમ! તારા મનમાં તું કાસમ છે, એવો વિચાર કર્યા કરશે ત્યાં સુધી તને દુઃખ જ સઘળે દેખાશે. જ્યારે તું પોતે ખુદાતાલાનો જ કતરો અથવા અંશ છે એમ મજબુત માનશે ત્યારે તને વાતાવરણમાં સઘળે સુખ, સુખ, ને સુખ જ દેખાશે. હે કાસમ! સાંભળઃ "અમુક દુશ્મને મારા વિરૂદ્ધ અમુક આચરણ કર્યું. મને લાગ્યું, કે તેથી મારી આબરૂને હીણું લાગશે. હું પાયમાલ થઈશ, રીબાઇશ, દુઃખી થઇશ. એવા ને એવા જ વિચારો અને માન્યતાએ મને રાત્રિદિવસ દુઃખમાં હાબી મૂક્યો, અને મારૂં શરીર તપાવી દીધું અને એ માન્યતા પ્રમાણે જ

બનવા માંડતું હોય એમ મેં જોયું! પરંતુ એટલામાં સુભાગ્યે એક સહવારમાં પ્રાર્થના વખતે પરવરદિગારનો હું અંશ છું, એવું મસ્તકમાં લાગી આવતાં જ મને સુઝી આવ્યું કે, મને મારા શિવાય દુઃખી કરનાર બીજુંજ છે કોણ? બનાવોની શી તાકાત છે કે તે મહાવીરના અંશને સતાવે? ત્યારથી "શત્રુ મને પાયમાલ કરશે," એ ખ્યાલ મારા મગજમાંથી ચાલ્યો ગયો, અને ધીમે ધીમે મને જણાવા લાગ્યું, કે શત્રુ તરીકે વર્તનારના પ્રયાસો ધૂળમાં લીંપણુ સરખા નિવડે છે!" આમ છે ત્યારે હે દુઃખી બંધુ! તું બધી ખટપટ છોડી દઇને ઈશ્વરનો પગ પકડ. સંસારના આવા રગડામાં અટકાયાં અટવાયાં કરતાં અલ્લાતાલાનાં નામોના રાગડા કાઢ. તે જ તને તારશે. તે જ તારાં દુઃખડાંનો અંત લાવશે.

स्नातं तेन समस्ततीर्थसलिले दत्तापि सर्वावनि-
र्यज्ञानां च कृतं सहस्रमखिला देवाश्च संपूजिताः ।।
संसाराच्च समुध्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योप्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ।।१।।

ભાવાર્થ—"ખુદાતાલાના વિચારમાં જ જે ઇનસાનનું મન એક પળ માત્ર પણ સ્થિર થાય છે તે ઇનસાને ગંગા નદી જેવી પવિત્ર નદીઓનાં પાણીથી સ્નાન કર્યું", અને પવિત્ર થયો એમ જાણવું; અને તેણે આખી દુનિયા ખેરાત અને સખાવતમાં આપી હોય, તથા હજારો યજ્ઞ અને હોમહવન કે જશનો કર્યાં હોય એમ જાણવું. તેમ જ તેને જાણે બધા ફીરીસ્તાઓ અને દેવતાઓ છે તે સર્વની પૂજા અને આરાધના કરી હોય તેટલું પુણ્ય લાગે છે. એટલું જ નહી, પણ પોતાના સર્વ પિતૃઓનો અને અશો ફ્રરો-હરોનો સંસારથી ઉદ્ધાર કર્યો અને સારી ગતિને પ્રાપ્ત કર્યાં, અને પોતે પણ બધી જેહાનમાં પુણ્ય મેળવી પૂજ્ય થયો, એમ જાણવું."

અહા! ક્ષણ માત્ર ખુદાઇ વિચારથી જ્યારે એવું પુણ્ય થાય છે ત્યારે હરદમ હું ખુદાનું જ અંગ છું, તેનો જ અંશ છું, એમ જેની બુદ્ધિ થાય તેનાં મોટાં પુણ્ય છે એમ જાણવું. તેમાં આશ્ચર્ય શું? "देहात्मबुद्धिजं पापं" દેહને જ આત્મા માન્યાથી પાપ થાય છે. એટલે હું દેહ છું, હું કાસમ છું, એમ માનવાથી જે પાપ થાય છે તે કરોડો ગાયો માર્યાથી જે પાપ થાય છે તેનાથી વધારે છે. શ્રુતિમાં પણ એમ કહ્યું છે, કે દેહનું અભિમાન રાખનારને સર્વે દોષ લાગે છે, તે પાપી થાય છે, તથા આત્મહત્યારો થાય છે. અને સચ્ચિદાનંદ આત્મા હું છું, એવી જેની બુદ્ધિ થાય, તેનું જે પુણ્ય થાય, તેવું બીજું પુણ્ય કોઈ દિવસ થયું પણ નથી અને થશે પણ નહીં. દેહાભિમાનીને દુઃખ શિવાય બીજી કાંઈ હાંસલ નથી. માટે "મુજ કાસમ ઉપર દુઃખો પડે છે" એમ જ્યાં સુધી તું માનશે ત્યાં સુધી તું દુઃખમાં જ ડુબેલો રહેવાનો. તું ઈશ્વરનો અંશ છે એમ માનવા માંડશે ત્યારે તને કોઈ શત્રુ કે કોઈ પાપી પણ દુઃખ દેનારો દેખાશે નહીં. તું માણસ છે એમ વિચાર કરવા કરતાં તું તો પેલા મહાન બાપનો બેટો જ છે, એમ માની તે બાપના દરેક બચ્ચા ઉપર પ્રેમ રાખવા શિખીશ, એટલે કોઈ શત્રુઓ તારી સામે તાગડો રચતા પણ નહીં જણાશે, ને તને દુઃખ દેવા સારૂ પાપી કામો કરતા પણ તને કોઈ માલમ નહીં પડશે.

સમજ, કાસમ! "પાપને ધિક્કારતાં પાપી ઉપર પ્રેમ કરવો મુશ્કેલ નથી. તેના ઉપર દયા કરવી જોઈએ. તમે કહેશો કે પાપ તે પાપ જ છે. પણ જરા વિચાર કરો. અમુક કૃત્યને પાપ કહેશો ને અમુકને પાપ નહીં કહેશો, તો તે ભૂલભરેલું છે. કોઈ પણ કૃત્ય પોતાની મેળે પાપમય છે જ નહીં. જેમ શૂન્ય એકલું હોય તો તેની

કિમ્મત જ નથી, પણ સાથે એક બે ત્રણ આંકડા હોય તો જ તેની કિમ્મત છે. તેવી જ રીતે કૃત્ય એકલું પાપ કે અપાપ છે જ નહીં. પરંતુ શૂન્યને એક બે ત્રણના આંકડાની જમણી બાજુએ મૂકો તો તેની કિમ્મત ઓછી થશે, ને એ જ શૂન્યને ડાબી બાજુએ મૂકો તો તુર્ત તેની કિમ્મત વધશે ”

હે કાસમ ! તું પાપી નહીં થઈશ તો દુઃખીએ નહીં થઈશ. પણ એમ કરતાં તારૂં અંતઃકરણ તને દુઃખમાંથી છૂટવા સારૂ પાપ કરવા કહે, તો ભલે દુઃખ ખમજે પણ પાપ ના કરતો. કેમકે દુઃખ પડેલું ભોગવ્યા શિવાય છૂટકો નથી, અને જેટલું પાપ વધશે તેટલું બીજું નવું દુઃખ પણ વધશે.

એક દિવસે એક માણસને દરિયાકિનારે બેઠેલો જોયો. તેને વાઘે ઘણા જખમ કર્યા હતા, જેથી ગમે એટલી પણ દવા કરવા છતાં તેને સારૂં થતું નહીં, અને દુઃખથી ચાલુ રીબાયાં કરતો, પણ હમેશાં “ દાદારના શુકરાંના ! ” “ તારી મહેર ! ” એમ બોલ્યાં કરતો, અને ઈશ્વરનો ઉપકાર માનતો હતો. બીજાઓએ તેને પૂછયું કે, શા માટે તું ખુદાના શુકરાંના કરે છે અને ઉપકાર માને છે ? તેણે જવાબ દીધો, કે ઉપકાર માની ખુદાના હજારો હજાર શુકરાંના એટલા થકી જ કરૂં છું, કે તેણે મને દુઃખમાં ગીરફતાર કર્યો છે, અને નહીં કે પાપમાં !

ગર મરા ઝાર બકુશતન દેહદ આન યારે અઝીઝ,<br>
તાર નગુઈ કે દર આન દમ ગમે જાનમ બાશદ.<br>
ગુઈયમ અઝ બનદેહ મીસકીન, ચે ગુનેહ સાદર શુદ ?<br>
કુ દિલ આઝુરદેહ શુદ અઝમન–ગમે આન બાશદ ?

જો તે વ્હાલો દોસ્ત, મારો ખુદા, મને ઘણાં દુઃખનું મોત પણ ફરમાવે તો પણ મારે તે વખતે એમ નહીં કહેવું, કે હું જીંદગી માટે ડરૂં છું. હું તો એમ પૂછીશ, કે તારી સાથ

ગરીબ બંદાએ શાં પાપ કર્યાં છે કે તું મારા ઉપર નારાજ થયો છે? તેવાં પાપનાં કારણ માટે ખરે જ હું ડરૂં છું."

પાપથી જ દુઃખોની પેદાયશ થાય છે. જો તમે હાઈડ્રોજન અને ઑક્સીજન નામના બે વાયુ એકઠા કરો તો અમુક હવાના દબાણ અને ગરમીની સ્થિતિમાં તમને પાણી જ મળશે, અને પાણી સિવાય બીજું કાંઈ જ મળશે નહીં. તેજ રીતે આત્મિક જ્ઞાનવાળો જણાવે છે કે, અમુક રીતે તમે વિચાર કરશો તો તમારાં ચારિત્ર ઉપર આવા જ પ્રકારની અસર થશે, અને બીજા પ્રકારની અસર થશે જ નહીં. જો તમે સારી ઈચ્છા કરશો તો તેનું સારૂં જ પરિણામ આવશે, માઠું પરિણામ કદિએ આવે જ નહીં. જો તમે નઠારી રીતે વર્તશો તો, તમારા કાર્યનું ફળ દુઃખ શિવાય બીજું નહીં આવે. તમે પુણ્યનાં કામ કરો તો રોજે રસ્તાખેજ સુધી તમોને સુખની જ હાસલ થશે.

"જવાહેરૂલ અમારહ" નામની કિતાબમાં લખ્યું છે કે જ્યારે હાતમ મરી ગયો, ત્યારે તેને એવી જગ્યાએ દાટયો હતો કે, જ્યારે ભારે વર્ષાદ વરસ્યો ને રેલ ચાલી, ત્યારે હાતમની કબર તણાઈ જશે એમ તેના છોકરાને લાગ્યું. આથી તેણે તેનું શબ બીજી જગ્યાએ દાટવા લઈ જવાને ધાર્યું. પણ પછી જ્યારે કબરનું માથું ઉઘાડયું ત્યારે તેનાં સર્વ અવયવો વિખરાઇને માટી થઇ ગયેલાં દેખાયાં. માત્ર જમણો હાથ કાંઈ પણ બગડયો કે બદલાયો ન હતો. માણસોને આવો દેખાવ જોઈ આશ્ચર્ય લાગ્યું. તેમાં એક વૃદ્ધ હતો તેણે કહ્યું કે "અહો માણસો! આથી આશ્ચર્યમાં ના પડો, અને હાતમનો હાથ જેવો ને તેવો રહ્યો છે તેમાં નવાઇ જાણો નહીં, કાંકે, આ હાથથી યાચકોને તેણે ઘણું પુણ્યદાન કરેલું છે. તે કારણથી ઉદારતાની સહાયતથી તે જેમ ને તેમ રહેલો છે."

ગેસુ બડાકે કોઇ મશાયખ હુવા યહાં;
યા બેનવા હો કોઈ હુવા સર મુંડા યહાં.

જબ મુરશદે અઝલકા કદમ આયા દરમિયાં;
કોઈ તો લંબી દાડી લીએ હો ગયા રવાં.

મુછેં ભવેં તલક કોઈ મુંડવાકે મર ગયા,
પર વોહ હાતમ તો હંમેશે જીતા રહા!

વાંદર સરખું અવાચક પ્રાણી પોતાને સ્પર્શ થવાથી ખસ થશે, એવો છોડવો ઉગતો દેખે છે, કે તેનો જડમૂળથી નાશ કરી નાંખે છે. તે ઉપર વિચાર રાખીને શિખામણ લે. જે પાપથી તને હાનિ અને પજવણી થવાની ખરી બીક લાગે તેનો તું લાગલો જ નિવેડો આણી દે. પાપી અંતઃકરણ કહિએ દુઃખના ડંખ માર્યા વગર રહેતું નથી. Guilty conscience ever bites. તું દુઃખથી અકળાતો નથી, પણ તારા પાપથી અકળાયો છે. તું તો "સંસાર રૂપી સોગટાંની બાજી સાથે દેહની સોગટી રમે છે. અને કર્મના પાસાને વશ થયેલી તે સોગટી અનેક ઘરમાં ઘુસી જાય છે, તેમ કર્મથી જીવ અનેક દેહમાં ઘુસીને જન્મ ધારણ કરે છે. સમુદ્ર કે પર્વત એ સર્વને તું તારાં કહે છે, પણ તે તો અમથું કહેવાનું જ છે. જ્યાં લગી તું પોતાના વચનથી એને માટે પોતાપણું કહે છે ત્યાં લગી જ એ તારાં છે. ખરેખર તે તારાં નથી. આંખ બંધ કરે તેટલામાં તો તે તારા સમુદ્ર કે પર્વત હવામાં ઉડી જાય છે, ને તને દેખાતા પણ નથી. હું એવું જે માયાનું રૂપ છે તે તો જાળ છે, મન રૂપી ફાગ છે, કાયા રૂપી મૃગલું છે. સ્ત્રી પુત્ર વિગેરે કુટુંબ તો દાવપેચના ફાંદા છે, મદ અને લોભ એ બે કુતરા પળાયા છે. અને પારધિ તારા ઉપર ત્રાપ મારી એક છલાંગે તને ખાઈ જવા તત્પર ઉભો છે."

તું હવે કહેશે કે Weep I cannot; but my heart bleeds. હું રડી શકતો નથી; પણ મારૂં અંતઃકરણ ચીરાય છે. દુઃખ પડશે તે વેળાએ પણ જો તું ચેતી જઈ દુઃખને રડવાનું છોડીને હરિને રટવાનું કરશે તો તારૂં દુઃખ અર્ધું ઓછું જણાશે. દુઃખના ડુંગર તૂટી પડે ત્યારે આડો હાથ કરવાને તું કાળા માથાના માનવીની મદદ માગવાને બદલે બસ ઈશ્વરના જ પગ પકડ, તેને જ યાદ કર. હજુ પણ તે જ સહાય થશે. પૂછવામાં આવ્યું છે કે, દુઃખ કોનું કમી નહીં થયું? ને કેને મુખે ધુળ પડી? ત્યારે કવિ શામળભટ કહે છે કેઃ—

પડી તેને મુખ ધુળ, રંક જેણે રંજાડયા;
પડી તેને મુખ ધુળ, ભુવન જેણે ભંજાડયાં.

પડી તેને મુખ ધુળ, લોકમાં અપજશ લીધો;
પડી તેને મુખ ધુળ, વ્હેતી નીકે પગ દીધો.

પણ ધુળ પડી તેને મુખે, ધુળે ઢાંકણ દામનું
શામળ કહે ધુળ તેને મુખે, નામ રટે નહીં રામનું.

શું? હે કાસમ! તું દિવસે શેર બજારમાં, સાંજે જુગારખાનામાં, ને રાતે વેશ્યાવાડમાં વાસો કરે તો તને ઈશ્વરની ભક્તિ કે તેનું નામ કયારે યાદ આવવાનું? જેવા સ્થળે તું રહેશે તેવા સ્થળનો તને પાસ લાગવાનો જ, અને તું ખરાબ થવાનો જ. સિંહના રહેઠાણમાં જઈ ચડનારને હાથીના કપાળમાંથી નીકળેલાં મોતી મળે છે, અને શિયાળના રહેઠાણમાં જનારને વાછરડાનું પૂંછડું અને ગધેડાના ચામડાંના કટકા જ મળે છે. અર્થાત્, મનુષ્ય જેવે ઠેકાણે જાય તેવું ફળ મેળવે છે.

હે ચંચળ ચિત્ત! ચિતા કરતાં ખરાબ એવી ચિંતા છોડી દે, અને તે દયાળુ દાદારની જ બંદગી કર, કેમકે જેના વિના ઈચ્છા કરનારને ઘોડા કે હરણના વિહાર કરવાના મળતા નથી. એક

ડાહ્યામાં ડાહ્યા ફીલસુફને પણ જો રોજ મોજશોખ, અને દુરાચારની વચ્ચોવચ્ચ રહેવું પડે તો તે પણ ધીરે ધીરે તેવી જ બૂરી જીંદગીમાં તણાવા માંડશે. ત્યારે એક નિર્દોષને જો તેવા જ સંજોગોમાં ઉછેરવામાં આવે તો તે ફસ્યા વગર, પાપમાં પડયા વગર, અને તેનાં કડવાં પરિણામ ભોગવી દુઃખી દુઃખી થયા વગર કેમ રહે?

નરતન પામી નર શું કમાયો?
કરણી રૂડા કરી નવ જાણી, હરિરસ તેં ન પીવાયો. નરતન૦
પાપી અમાપ કર્યાં તેં પ્રાણી, જન્મ રહ્યો રઘવાયો. નરતન૦
અનાથ જનને અતિશય દૂભ્યાં, પ્રપંચ પંથ ફસાયો. નરતન૦
જગમાં મિથ્યા જન્મ જ લીધો, જીવનસાર ન પાયો. નરતન૦
છોટાલાલ હજી હરિ ભજી લે, વૃથા પછી પસ્તાયો. નરતન૦

# દિલાસા પત્ર ૫૬ મો.

"Give me good proofs of what you have alleged:
'Tis not enough to say–in such a bush
There lies a thief in such a cave a beast;
But you must show him to me ere I shoot,
Else I may kill one of my straggling sheep:
I'm fond of no man's person but his virtue."

Shakspeare.

"તમે જે કહ્યું તેની મને સારી સાબીતીઓ આપો; ફલાણી ઝાડીમાં ચોર છે; અમુક ગુફામાં જાનવર છે, એટલું કહેવું

પૂરતું નથી; પણ હું ગોળીબાર કરૂં તે પહેલાં તમારે તે મને બતાવવો જોઇએ, નહિ તો કદાચ હું મારા પોતાના જ એકાદ રખડતા મેંઢાને મારી નાંખું. હું કોઈ માણસના દેહને ચહાતો નથી પણ તેના સદ્ગુણને ચહાઉં છું.” શેકસ્પીયર.

હે મનસુખ! તારા ઉપર આળ મૂકનારાઓને તું શેકસ્પીયરના ઉપલા પ્રશ્ન જેવો સવાલ કરશે ત્યારે જ આળ ઘડનારા, તેને ટીપી ટીપીને ફુલવનારાઓ અને ચાડીઆઓને તું કમી કરી શકશે, જેથી તારાં ઘણાં કષ્ટ કપાશે. તારા નૂરેચશ્મ બેટાના મોત પછી મરણના ભયથી હંમેશાં તું ઉદાસ રહે છે. તારૂં કે તારાં વ્હાલાંનું મરણ તને દુભવનારૂં હોવાનો ખ્યાલ કાઢી નાંખ. આવા ખોટા મોતના ખ્યાલો જ તને સંતાપ કરાવે છે.

એક અશો દુઃખીઆરા માટે કબરનો ખાડો ખોદાય છે, અને જ્યારે તેને ઘોરમાં ઉતારવામાં આવે છે, અગર દોખમાના ખાડામાં મૂકવામાં આવે છે, અને જ્યારે તેની વિપત્તિઓ અને ગમખ્વારીનો ત્યાં અંત આવે છે ત્યારે, પરમેશ્વર પોતાની કરમ બક્ષીસોની નદી પોતાની જ ઇચ્છાથી વહેતી કરે છે. દેવાવી કરણી દેવાસ ઠાઉક. તે અશો પુરૂષની દિલગીરીઓ નાશ પામે છે, પણ તેની ખુશાલીઓ કાયમ દાયમ હયાત રહે છે. મુઆ પછી તેની હાલત કેવી ધારો છો? દરેક બંધાયલી સાંકળ તેને ઉજાશનાં કિરણો જેવી છે; કેદખાનું તેને મનથી મહેલ છે; જે નુકશાન લાગે છે તે ગોયા એક રાજ્ય ખરીદવાની ખુશાલી જેવું છે; અને ખુદાઈ માર્ગમાં ખમવી પડેલી હાડમારી, એક હંમેશના માન જેવી છે; મુશીબતનો એક દિવસ તેને આરામના એક હજાર દિવસો જેવો લાગે છે, અને નહીં બંધ પડે એવી સંખ્યા રાહતના દિવસોમાં ઉમેરાતી તેને જણાય છે. રાત વગરના દિવસો–દિલગીરી વગરની ખુશાલીઓ–વગર પાપની પવિ-

ત્રતા-ડાઘ વગરનું જ્ઞાન-ભય વગરની પ્રાપ્તિ-અદેખાઈ વગરનું મંડળ-કમી નહીં થાય એવી ખુશનુદીની ખબરો-એ સર્વ તે સુખીયારા પ્રદેશમાં તે અશો નરની સાથે વસે છે, જ્યાં કોઈ પણ તેનો શત્રુ દાખલ થઈ શકતો નથી, અગર ત્યાંથી એક પ્યારો દોસ્ત પણ પાછો ફરતો નથી. કયામતનો દહાડો કોઈને પણ છોડનારો નથી.

કાસીદે કજા સબકો ઇએ જહાંસે લે જાએગા, ન કોઈ સંગ આએગા;
રોજે બાજ પુરસ ખાબસે જગાએગા, મુનસીફ બતાએગા.
ખોલેંગે જબકે તેરે આમાલકી વહાં કીતાબ, લેગા તુજશે હિસાબ;
ખાવેગા વહાં પર તું અએ મીઆં પેચો તાબ, વજા જબ પાએગા.

"પ્લુટાર્ક પોતાના મિત્ર એપોલોનીઅસને એવા વિચારથી દિલાસો દે છે, કે જ્યારે તારો છોકરો આપણી વચ્ચે જીવતો હતો ત્યારે તે તને અથવા પોતાની માને જરાક પણ દિલગીર જોઇને પોત દિલગીર થયા વિના રહેતો હતો નહીં. હવે જ્યારે તે પોતાના ફીરીસ્તાઓ વચ્ચે તેઓની સંગતમાં મગ્ન રહેતો હશે, ત્યારે ત્યાંથી તને એ પ્રમાણે દિલગીર જોઇ તે ઘણો નાખુશ થતો હશે, માટે તું તારો આગલો ખુશ સ્વભાવ પાછો ધારણ કર, અને જીંદગીના કામકાજમાં ચપળ ભાગ લેતો થા, કે જેથી તારા મરનાર દીકરાનું રૂહ ખુશી થશે, અને અમે કે જેઓ તારા ભલામાં કાળજી લઇએ છીએ તેઓ પણ ખુશી થઇશું."

હે મિત્ર! મરવાનાં તો સા. ખરી પડવાનાં તો બધાં જ ફુલ. પણ નામ અને સુગંધ રહી જવાનાં. રામ અને રાવણ જેવાનાં રાજ્ય રહ્યાં નથી, કે નથી દિલ્હીપતિ અકબર રહ્યો. મહાત્મા વિક્રમ અને ભોજ રાજાઓ જોકે હયાત રહ્યા નથી, પણ તેઓના ભલા રાજ્યનો આજ સુધી ડંકો વાગી રહ્યો છે

હે ભાઈ! આળ મૂકનારાઓની તો તારે જરાએ પરવા કરવી નહીં, તારે કોઈ ટીકા બાણુને તો હવાઈ ગયેલા બંદુકના દારૂ જેવાં ગણવાં; તેથી ઈજા થનાર નથી. મિત્રે અથવા શત્રુએ કરેલી ખરાબ ટીકાને તો ઉંઘમાંથી આપણુને જગાડવાને આવેલા એક ખરાબ સ્વપ્ના જેવી જ ગણુવી. જ્યારે તમે જાગો છો ત્યારે સ્વપ્નું કયાં રહે છે? જ્યારે આપણે આપણા વર્તનને પ્રેમમય બનાવી દઈએ છીએ ત્યારે સઘળું નુકશાન હોય તે ખરો નફો જ બની જાય છે. સિંડ્રેલાની મોજડી ખોવાઈ ગઈ. તેની ખાસડી જયારે પાછી મળી ત્યારે તેની સાથે સાથે જ તેને રાણીનું પદ પણ મળ્યું! તણખલાંનો પણ મેરૂ કરે પરમેશ્વર.. હા. ભાઈ! હા. ખોટાં તહોમતોથી આપણું જીગર ફાટી જાય. બાણુનો ઘા રૂઝાઈ જાય છે અને કુહાડાથી વન કપાયું હોય તો તે પણ પાછું પાંગરે છે, પરંતુ કઠોર વચન બોલવાથી વિંધાયેલાં દિલનો ઘા કદિ પણ રૂઝાતો નથી. પણ ખુદા ઉપર મિટ મારીને તહોમતોથી ફાટતાં જીગરને "ભૂલી જાઓ" મલમ ચોપડી દુનિયાદારી અને સંસાર નિભાવે તે જ આદમી લેખાય. જો તું માત્ર શેખશાદીની નીચલી જ નશીયત વિચારીને વાંચે, તો તને હમ્મેશાં સુખ જ મળે, દુઃખ નહીં મળે.

"અગર કોઈ પાદશાહનો ખીદમતગાર બે દહાડા સકાળે બામદાદને વખતે ખીદમતને સારૂ જાય, તો ત્રીજે દિને અલબત્ત પાદશાહ તેની તરફ મહેરબાનગીથી નજર કરે. ઉમેદ છે, કે સાચા દિલથી ખુદાતાલાની પરશતેશના કરનારાઓ પણ ખુદાતાલાની દેવડીથી નાઉમેદ થઈ પાછા નહીં ફરે. કભી તો ફુલ ખીલે અને કભી તો સુકાય. ઝાડ કોઈ વખતે નાગું હોય છે, અને કોઈ વખતે ઢાંકેલું હોય છે. અગર મને દુનિયાદારી નહીં હોય તો તેનું દુઃખ છે, અને અગર હોય તો તેની માયામાં

કેસું છું. જેહાન જેવી દુઃખની આપનારી બલા બીજી કોઈ નથી. કાં કે દુનિયાદારી છતે પણ દુઃખ દે છે, અને અણછતેએ દુઃખ દે છે. અગર તને તવંગરી જોઇએ તો તું સંતોષ અને નમ્રતા પકડ, કે તેના જેવી બીજી કોઈ દોલત નથી. તવંગર નાણાંથી કણી તારો ખોળો ભરે, તે કાંઈ તેણે સવાબ કર્યું તું ના ધારતો. મેં બુજોર્ગોથી ઘણું કરીને સાંભળ્યું છે. કે તવંગરની બક્ષીશ કરતાં ફકીરની સબર ભલી છે. અગર બેહેરામગોરે એક ગોરખરને ભુંજીને લોકોને વહેંચી આપ્યું હોય, તે એક ટીડનો પગ જે કીડીએ સુલેમાનને લાવી આપીને આભાર કર્યો હતો તેને નહીં. પહોંચે.

હે મનસુખ "મારા દીકરાના મોત ઉપર ધાડ આવી તે હું શું કરૂં!" આમ બોલી ફસહાઈ પડવાથી તે પાછો આવતો નથી. જેનું કોઈ પણ રક્ષણ કરતું ન હોય, છતાં તે દૈવથી રક્ષાયલું હોય તો તે બચે છે. અને સારી રીતે રક્ષણ કરાયલું હોય છતાં પણ જે દૈવથી હણાયલું હોય તે બચતું નથી. અનાથ હોય અને વનમાં છૂટું મૂકી દીધું હોય તો પણ દૈવની રક્ષાથી જીવે છે; અને ઘરમાં પ્રયત્નપૂર્વક રક્ષા કરવામાં આવતી હોય તો પણ જો દૈવથી વિનાશ થવાનો હોય તો તે મરી જાય છે.

એરવદ જી. જ. મોદીએ આ બાબત તને ફાંકડી રીતે સમજાવી છે કે "જો મોત કોઇને પણ છોડત તો ગયોમર્દને છોડત, યા હોશંગ જેવા નામીચા પાદશાહને છોડત. જો મોત કોઇને છોડત તો જમશેદ જેવા જગપ્રસિદ્ધ પાદશાહને છોડત, કે જેણે પોતાના દેશમાંથી સુખશાંતિના તરેહવાર ઇલાજોથી બિમારી અને મોતને જાણે હાંકી કાઢયાં હતાં. જો મોત કોઇને છોડત તો ફરીદુનને છોડત, કે જેણે બિમારી માટે દવાદારૂ વિગેરેના સેંકડો ઇલાજો માણસ જાતના ભલા માટે શોધી કાઢયા

હતા. પણ એ સઘળાઓને મોતે છોડયા નથી, તેમ તે કોઇને પણ છોડનાર નથી. જો ખુદા કોઇને મોત વિનાનો કરત, તો તે પેગંબર જરથોસ્તને કરત; પણ પહેલવી પુસ્તકો પ્રમાણે જ્યારે પેગંબરે અમર્ગી માગી, ત્યારે અહુરમઝદે તેવણને તે આપવાને ના કહી."

હે બંધુ! ઈશ્વરમરજી એ યમરાજને માટે હુકમ રૂપ છે. માટે બસ તેની ઇચ્છા અને તેના હુકમને હમેશાં નમીને આ સંસારનો રસ્તો કાપ.

અઓર નહીં કછુ કામકે,
મએ ભરોસે અપને રામકે—અઓર.
જો માંગે સો દેત પદારથ,
વારી જાઉં ઉસે નામકે—અઓર.

હે મનસુખ! ખારૂં પાણી નહીં પીવાય—ખારૂં પાણી! ભલે તારી કલેજાંની કોર જેવું વહાલું હતું. ભલે તેને લાડકવાયું જીવજાન જેવું તું પ્યારૂં કહે, પણ એ સૌ ઉભરાથી ઉભરાઇને બોલવાનું. બાકી પોતાના જીવ જેવો વહાલો કોઈ નથી. એક વાર અકબર બાદશાહને અને બીરબલ વઝીરને તકરાર પડી. આપણાં બચ્ચાં કરતાં દુનિયામાં કોઈ આપણને વધુ વહાલું નથી, એવું બાદશાહનું કહેવું હતું. વજીરનું કહેવું એ હતું, કે આપણા જીવ કરતાં બીજું વિશેષ વહાલું જગતમાં કોઈ હોતું નથી. પાદશાહે બીરબલને તે પૂરવાર કરવા કહ્યું. બીરબલે મેદાનમાં એક ઉંચો ગોળ અગડ બનાવ્યો. તેમાંથી બહાર નીકળવાનો એક પણ માર્ગ રાખ્યો ન હોતો. તમામ ગોળાકાર કિલ્લા જેવો ચોક કરાવી ઘણીજ ઉંચી દિવાલો કરાવી. પછી તે કિલ્લા જેવા ગોળ ચોકમાં પુષ્કળ રેતી પથરાવી. વૈશાખ માસનો સખત તડકો પડતો હતો એવામાં ખરા બપોરે એક વાંદરીને તેના બચ્ચા સાથે અંદર નંખાવી. વાંદરી પોતાના બચ્ચાંને છાતી સરસુ વળગાડીને બહાર નીકળવાને

ઘણાં ફાંફાં મારવા લાગી, પણ દિવાલ બહુ ઉંચી અને નીકળવાનો માર્ગ એકે દીઠો નહીં. રેતી બહુ તપેલી હતી તે છતાં તે ગોળ ફરવા લાગી. બહુ દોડી, પણ બચવાનો કાંઈ માર્ગ રહ્યો નહીં. કલાકો સુધી તો પગો દાઝી જતા હતા છતાં તેણે દોડાદોડ ને અફડાતફડી બહુ કરી, પણ આખરે દાઝયાનું દુઃખ ખમાયું નહીં. એટલે લાઈલાજ થઈને પોતાના બાળકને રેતી ઉપર દાબીને બાળકના ઉપર વાંદરી ચઢી બેઠી. વઝીરે બાદશાહને આ બનાવ બતાવી સિદ્ધ કરી આપ્યું, કે પોતાનો સ્વાર્થ, પોતાનું સુખ, પોતાનો જીવ, અને પોતાનું સર્વ બચાવવાને જ આ દુનિયાની બધી દોડધામ છે. જ્યાં પોતાના જીવ ઉપર આવી, ત્યાં બચ્ચાં કોણ ને બાળાં કોણ? જો કે વાંદરી બચ્ચા ઉપર હમ્મેશાં સૌથી વધારે હેત, પ્રીત, પ્યાર ને લાગણી રાખનારી માતા કહેવાય છે, પણ પોતાના જ જીવ ઉપર જ્યારે આવી પડે તે વારે આમ થાય છે. મનુષ્યની સગાઈ, માણસનો પ્યાર, અને માનવીની મહોબ્બત આ સર્વ બાજીગરના ખેલ છે. સાચો સગો તો માત્ર એક પરમેશ્વર છે.

ઉગારનાર એક ઈશ, તારનાર આપણો,
જુએ કદિ ન ગુણ તે જુએ કદિ ન ખાંપણો;
શિવાય આસપાસ આપસ્વાર્થી સગાઈ છે,
ન આપણે સગાઈ ભાઈ વિશ્વની ઠગાઈ છે.

મનસુખ, મનસુખ વધતો ને વધતો સંતાપ ના કર. સંતાપ કરવાથી રૂપ, બળ, તથા જ્ઞાન જતું રહે છે, અને વ્યાધિ તથા દર્દો પેદા થાય છે. જેટલો આ સંસારનો લોભ કરશે તેટલો સિકંદરની માફક પસ્તાશે. બચ્ચાંનો લોભ, કીર્તિનો લોભ, દેશ જિતવાનો લોભ, એ સર્વ લોભો આખરે દુઃખકર્તા છે. સિકંદરે બધી દુનિયા જિતી લેવાનો લોભ રાખ્યો હતો અને તેણે

દરેક જગ્યાએ ફત્તેહ મેળવી ત્યારે ચીનના મુલક ઉપર ચઢાઈ લઇ ગયો, અને ત્યાંના શહેનશાહ પાસે પોતાની સલામી કબુલાવવાનો ઇરાદો રાખ્યો. ચીનના શાહે કનાયત પકડી હીરા, મોતી, ને જર-ઝવેરાતનું ખાણું પીરસી સુફરા ઉપર સિકંદરને રડાવ્યો હતો. લોભે કોને હસાવ્યા છે? જે માણસોની ઇચ્છાઓ ને લોભો હદ બહાર હોય છે, તેઓની જ્યારે આખર આવવા થાય છે ત્યારે તેમની નિરાશા અને દુઃખનો પાર રહેતો નથી. મહમ્મદ ગઝનવી જે હિંદુસ્થાન ઉપર ૧૨-૧૨ વાર ચઢાઈઓ કરી હિંદની દોલત લુંટી લઈ ગયો હતો તેણે મરતી વખતે કરોડોની દોલત ને ઝવાહીર પોતાના મરણખાટલા આગળ મંગાવ્યાં અને તે જોઇને બચ્ચાંની માફક જાર જાર રડયો, "અરે! ઓ! કેવાં જોખમો, કેટલી બધી મનની બેચેની ને તનની થાક ખમીને, આ ખજાનો ભેગો કરવાને મેં આસમાન અને જમીન એક કરી નાંખ્યાં હતાં! અને તેને સંભાળવાની મે કેટલી બધી ઇંતેજારી રાખી હતી! અને મારો તો આખરે મરવાનો વખત આવ્યો, ને આ ખજાનો તો જ્યાં ને ત્યાં પડી રહેવાનો! હાય હાય!" તેની કબર તેના મહેલમાં કરવામાં આવી, જ્યાં તેનો દુઃખી ભૂત ભમતો માનવામાં આવતો હતો. કહે ત્યારે મનસુખ! દુઃખી કોણ? ને સુખી કોણ?

મનસુખઃ—શું દોલત અને માલ દાનાવને વધારે ભરૂંસાવાળો નથી કરતાં?

જવાબ—નહીં. જે કોઈ તેવી ધારણા ધરાવતો હોય તે દાનાવ નહીં હોવો જોઇએ. "પૈસાનો કોઈ પૂરો નહીં, ને અક્કલનો અધુરો નહીં."

મનસુખ! રામતીર્થનું કહેવું છે કે, જ્યારે કોઈ પણ કામ પ્રેમથી પ્રેરિત થઇને આપણે કરીએ છીએ ત્યારે તે અતિશય અઘરૂં અને દુષ્કર કામ પણ આપણને સ્વર્ગના જેવું આનંદકારક લાગે

છે. સ્વાર્થબુદ્ધિથી ઘણું સારૂં અને ઉંચું કામ અને ઉંચી હાલત પણ ત્રાસદાયક અને કંટાળાભરેલી લાગે છે. તમે ગમે તેવી હાલતના હો, પણ જો તમારામાં પ્રેમ, ભાઈબંધી, અને નિખાલસ પ્યાર હશે તો તે પેલી હાલતને મનોરંજક બનાવશે. સર્વ દુઃખો, આફતો, ચિંતા, અને વિપત્તિઓ માત્ર સ્વાર્થથી જ ઉત્પન્ન થાય છે. અતિશય દુખીયારી હાલત ઉપર પણ પ્યાર કરશો તો તેમાંનું દુઃખ જ રહેશે નહી. આપણાં સઘળાં દુઃખો, આપણા સઘળા સંતાપો પ્રેમરૂપ પ્રિયાએ પોતાને આલિંગન દેવાને, આપણને સજાગૃત કરવાને માટે કરેલાં અડપલાં અને ચેડાં જ માત્ર છે. આ હલાવવું, ઢંઢોળવું, અને અચકાવવું એ મીઠી પ્રેમપ્રિયાનાં અડપલાં જ છે. એ તો પ્રત્યક્ષ પરમાત્મા પ્રેમથી તમને જગાડે છે. ત્યારે દુઃખોથી નાસો ના, પણ ઉઠો, જાગૃત થાવ!

પહાડ જેવાં દુઃખને તોડી પાડવાની હામ ભીડો તો માનવીની આગળ હિમાલય શી વિસાત ધરાવે છે? દૃઢ મનનો નિશ્ચય આખા દરિયાને તો સૂકવી નહીં નાંખે, પણ પ્રમાણ પ્રમાણે ખંતનું ફળ તો આપે જ. એક ટીટોડીની વાત કહું.

મનસુખ.! ટીટોડાએ દૃઢતા ને હિમ્મતથી પોતાની વ્હાલી ટીટોડીને કહ્યું:—"મારાં બાળકોને પી જનારા આ સમુદ્રને હું સુકવી નાંખું તો જ ખરો."

ત્યારે ટીટોડી બોલી: "ઓ પ્રિય! જ્યાં ગંગા નદી નવસો નદીઓને લઇને હમ્મેશાં જ પ્રવેશ કરે છે, અને તે પ્રમાણે જ સિંધુ નદી પણ હમ્મેશાં જ્યાં પ્રવેશ કરે છે, તે અઢારસો નદીઓથી રોજ પૂરાતા મહાસાગરને તમે પાણીના ટીપાને ચુસનારી એક ચાંચ વતી કેવી રીતે શોષી શકશો? માટે જેના ઉપર વિશ્વાસ રાખી શકાય હીં તેવું બોલવાનું શું ફળ છે?

ટીટોડો બોલ્યો:—"પ્રિયે! ઉત્સાહ એ લક્ષ્મીનું મૂળ છે. મારી ચાંચ લોઢા સરખી છે અને રાત્રિદિવસો પણ લાંબા છે. માટે સમુદ્ર શું નહિ સૂકો કરી શકાય? મારનાર કરતાં બચાવનાર મોટો છે. પુરૂષ જ્યાં સુધી પુરૂષાર્થ કરતો નથી ત્યાં સુધી તે સારી સંપત્તિ મેળવી શકતો નથી. સૂર્ય તુલા રાશિમાં આરૂઢ થાય છે ત્યારે જ તે મેઘનાં મંડળોનો પરાજય કરે છે.

હે મનસુખ! મોત આવ્યું, કે તારા બેટાની પાછળ આ તું પણ ચાલ્યો જ સમજ. સઉ જ્યાંનું ત્યાં રહેશે—નહીં કંઈ લઈ જશે હાથે; મનશની કે ગવશની ને કુનશની પહોંચશે સાથે. ખુદા મહેરબાન તો જગ મહેરબાન. ફરતા ચક્રના આરાઓની પેઠે મનુષ્યને વારા ફરતી સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવ્યાં જ કરે છે. ભલા ભલી ચઢતી અને પડતી વેઠવી પડે છે. જરમનીમાં, તે ધણીનાં ગાયનો બહુ આનંદથી ગાઈને મોજમજાહમાં રાત પસાર કરનારા લોકો એટલું પણ જાણતા નોહોતા, કે જે ધણીની બનાવેલી ચીજો ગાવાથી લાખો લોકો આનંદ પામે છે, તે જ ધણીને રક્તપિત્ત હોવાથી શહેર બહાર એકાંત ખુણામાં પડી રહેવાની તેઓએ સજા કરી હતી! દયાની બહેનો શહેરનાં જાહેર ખાતાંઓમાં ઉભરાઈ જાય છે, તેઓ એકાંતમાં સબડતાં દુઃખીઓની કદર કાં ન ખાય? આવો માયનો પુત તો જૉન હાવર્ડ અને ટૉમસ રાઈટર થઇ ગયા છે, જેમણે દરદી અને દુખીયારાંઓને ઘણી રાહત આપવામાં પોતાની જીંદગી અર્પણ કરી હતી. માટે મનસુખ! હિમ્મત હારતો ના.

જીવડા! ભીડ હવે તો રૂડી હામ,
બહુ બહુ કીધો શોચ, કહે કીધે શું સર્યું?
કંઈ કંઈ કરવાં છે હજી કામ.—જીવડા! ભીડ૦
એ જ કુદરત, એ જ દુનિયા, એ તું,
કેમ રહેવાશે આમ?—જીવડા! ભીડ૦

હાય નથી કેમ થાતી કઠણુ હજી
છાતી? પડયા છે કારી ઠહામ.—જીવડા! ભીડ૦
તારૂં તો ધાર્યું નથી જ થવાનું;
શીદ લોહી બાળે આડ જામ?—જીવડા! ભીડ૦
અલગ રહી તારે એમાં જ રમવું;
રોવું શું ધરી મર્દ નામ?—જીવડા! ભીડ૦
હાવાં તો ઘુમ્યાં રહેવું જીવડા! વિજય તારે;
નમી કુદરત સ્મરી રામ.—જીવડા! ભીડ૦

# દિલાસા પત્ર ૫૭ મો.

"But our work!-behold, that is not abolished, that has not vanished our work, behold, it remains, or the want of it remains for endless times and eternities, remains, and that is now the sole question with us for evermore! Brief brawling Day, with its noisy phantasms, its poor paper crowns tinsel-gilt, is gone, and divine everlasting Night, with her star-diadems, with her silences and her varacities, is come!"

"પણ આપણું કામ! જુઓ, એનો નાશ થતો નથી, એ વિલય પામતું નથી: આપણું કામ, જુઓ, તે રહે છે અથવા તો તેનો અભાવ અનંત કાળ સુધી રહે છે અને હમ્મેશને માટે આપણી આગળ તે એક જ પ્રશ્ન ઉપસ્થિત રહે છે! ટુંકો વઢવાડિયો દિવસ, તેના ઘોંઘાટિયા દેખાવો, તેના ક્ષુદ્ર કાગળના ખોટા કલાઈગરા

ઢાળથી મઢેલા તાજ સાથે પૂરો થાય છે અને અનંત દેવી રાત્રિ પોતાના તારાજડિત કિરીટી સાથે, પોતાની શાન્તિ અને સત્યતા સાથે આવી છે."

અરેરે! વિધવા થયેલી નન્દકીશોરી! વિધવાપણાનાં દુઃખો તો જેણે વેઠયાં છે તેઓ જ દુઃખનું ખરૂં સ્વરૂપ તો જોઈ શકે છે. લગ્ન તેમ વિવાહમાં તો તેનાથી જવાતું નથી જ, પણ કોઈ સગો માંદો પડયો હોય તેની ખબર અંતર લેવા જવામાં પણ ઓશકાત લાગે છે. તેને આવેલી જોઈ માંદા પડેલા ધણીની સ્ત્રી સુગાઈ ઉઠે છે, કે રખે એના જેવી હું પણ થઈ પડું. અરેરે! સવારમાં કોઈ મોં પણ જુએ છે તો સુગાય છે. સસરો સંતાપે છે, અને આરડે છે કે અવર પગલેની વહુ આવી તે મારો દીકરો મારી નાંખ્યો. નણંદો ગાળો ભાંડે છે: મૂઈ રાંડ આવતી, પહાડ જેવો ભાઈ કવખતે મરી ગયો. સાસુ તો રોજ ઉઠીને રાગડા કાઢીને ડાકણ ચુડેલ, વંત્રી, અને બાજંદી વગર નામ લેતી નથી. અરેરે, એક ખુણે પડીને બદસુરત થઈ બેસવાનું, અને દુનિયાનો વહેવાર જોવાથી અલગ રહેવાનું; આવી સ્થિતિ નન્દકીશોરીને મનથી તો કાંઈ કાંઈ નર્કવાસ કરતાંએ વધારે ડરામણું દોજખ જણાય છે.

બહેન નન્દકીશોરી! મીટ મારીને, લોહીનો ઘૂંટ ગળીને, મોંઢું ચુપ રાખીને, વંધ્યત્વનો કાળ તારે પસાર કરવો જોઈએ. એ દહાડા પણ વહી જશે. તારા કરતાં મહા મહા દુઃખો ભોગવનારી પાદશાહી સ્ત્રીનું ખરા બનેલા બનાવનું આ ચિત્ર જો, અને પછી તેના દુઃખનું ખરૂં સ્વરૂપ જોઈ તારો જીવ ઠેરવ:—

"દિલ્લીના એક કિલ્લાના એક ઓરડામાં નીચું માથું ઘાલીને એક વિધવા બેઠી હતી. તે ઓરડાની સ્થિતિ તે સ્ત્રીના મનની સ્થિતિના જેવી જ હતી. અંધકાર, અંધકાર, સઘળે વ્યાપી રહેલો હતો. ઓરડાની આસપાસની ચાર દિવાલોમાંથી એક પણ કિરણ પ્રવેશ કરી શકતું ન હતું. ભિંતની છેક ઉપર બે ત્રણ જાળીયાં હતાં, તેમાંથી

હવા માત્ર આવતી. અને તેથી તેમાં રહેલી વિધવાના પ્રાણને આધાર માત્ર મળતો. પણ તેમાંથી જે કાંઈ પ્રકાશ પડતો તે એટલો તો થોડો હતો, તથા ઓરડો મોટો હોવાને લીધે તેમાંનું અંધારૂં એટલું બધું તો ઘાડું હતું, કે અજવાળું અંધારાની સાથે મળી જતું, અને તેનું જોર બીલકુલ ચાલતું ન હતું. એ અંધારામાં બેઠેલી બાયડી જો જોઈ શકાય તો વિધવાનું દુઃખ એટલે શું, અને અતિ દુઃખથી માણસની અવસ્થા કેવી થાય છે, એ સંપૂર્ણ જાણવામાં આવે. જો કોઈ ચિતારાને એક મહા દુઃખી માણસનું ચિત્ર કાઢવું હોય, અથવા જો કોઈ કવિને તેવા માણસના દેખાવનું વર્ણન કરવું હોય, તો તેણે તે બાયડીને જોવી. તે ખરેખરૂં દુઃખસ્વરૂપ જ હતું. જો દુઃખ માનવી દેહ ધારણ કરી શકે તો તે બાયડીના જેવું જ સઘળાંને માલમ પડે. તેને પોતાના શરીરનું બીલકુલ ભાન ન હતું. તે પોતાના બે પગની વચ્ચે માથું ઘાલીને બેઠી હતી. તે ઘણી રૂપાળી હતી, પણ દુઃખના આવેશમાં તેનું સ્વરૂપ બદલાઈ જઈને તેની શિકલ ઘણી બીહામણી થઈ ગઈ હતી. તેના મોં ઉપરની નસો ફુલી આવી હતી. તેનું શરીર સઘળું સોસાઈ ગયું હતું. તેના ઉપરનું તમામ લોહી ઉડી જવાથી તે મુડદાના જેવી ફીકકા રંગની દેખાતી હતી. જો તે હાલચાલ કરીને જીવતી છે એમ ન જણાવે તો તેની અને મુડદાની વચ્ચે કાંઈ ભેદ માલમ ન પડે એવું હતું. તેની આંખ ફાટેલી તથા લાલચોળ થઈ ગઈ હતી, અને સાધારણ રીતે જે ચળકાટ તથા બુદ્ધિનો અંશ ઘણું કરીને બીજી આંખોમાં માલમ પડે છે, તે તેમાં જણાતો ન હતો. તે આંખો કોઈ વખત એક જ વસ્તુ તરફ સ્થિર માંડેલી રહેતી. વખને, વગર મતલબે આણીગમ તેણીગમ ફર્યાં કરતી. જો તેની આંખ ઉપરથી જ પરીક્ષા કરીએ તો તે છેક ગાંડી થઈ ગયલી છે, એમ આપણી ખાત્રી થયા વિના રહે નહિ. તેના મનનો વિકાર આંખમાં જ

જણાઈ આવતો હતો. એટલું જ નહીં પણ તેનું બોલવું પણ ચિત્તભ્રમ અભાગિયાં માણસોના જેવું જ હતું. તેના શબ્દ તેના મોંમાંથી તુટક તુટક વાકયો નીકળતાં, અને ઘડીએ ઘડીએ મોટી ચીસ પાડવી અથવા ઘાંટો કાઢી પોક મૂકીને રોવું, એ શિવાય તેના જુસ્સા વડે તેનાથી વધારે થઇ જતુ હતું. જ્યારે તેને ઘણો આવેશ આવતો ત્યારે તે બે હાથે પોતાના માથાના નિમાળાની લટ જોરથી તોડી નાંખતી;. તેના પહેરેલાં લુગડાં ફાડી નાંખતી; માથું તથા છાતી એટલા જોરથી કુટતી કે તેઓ આવા ઘાની સાથે સલામત શી રીતે રહેતા એ જ આશ્ચર્ય હતું. પણ એટલાથી તેને નિરાંત વળતી નહીં વખતે વખતે તે ઉઠીને દોડતી, અને ભિંત સાથે ઘણા જોરથી પોતાનું માથું અફાળતી. પોતાના હોઠ દાંત વડે એવા તે કરડતી, કે તેમાંથી લોહીની ધાર ચાલતી. તેના માથામાંથી નીકળતા લોહીથી તેનાં સઘળાં કપડાં ખરાબ થઈ ગયલાં હતાં તથા હોઠમાંના લોહીથી તેનું મોં રકતવર્ણ થઈ ગયું હતું તેનું આખું શરીર થર થર ધ્રુજતું હતું, અને તેનામાં કોઇ જીન ભરાયો હોય એવી રીતે તે દેખાતી હતી. તેનામાં જીવ તો હતો, પણ તેના મન ઉપરથી તેનો સઘળો અખત્યાર જતો રહ્યો હતો, એટલે જીવવાનું કાંઈ ફળ રહેલું ન હતું એ સઘળી હકીકત ધ્યાનમાં લેશો અને ઉપર બ્યાન કર્યા પ્રમાણેની એ વિધવા સ્ત્રી તમારા મનમાં કલ્પશો, તો માજી પાદશાહ જલાલુદીન ફિરોઝની મુખ્ય બેગમ તથા શાહજાદા અરકલીખાં તથા કાદરખાંની માતા માલેક જહાનની અવસ્થાનો તથા દેખાવનો યથાસ્થિત ચિતાર તમારા મનમાં આવશે.”

આવી એક બાદશાહી બેગમ ઉપર કેવી જફાઓ પડી હતી મહેલમાં રહેવા છતાં આ વિધવાની અવસ્થા ઘણા લોકોએ નજરે જોઈ હતી. લાડ મોજમાં ઉછરી, આનંદ અને વૈભવ

વરસાદમાં તરબોળ થઈ રહેલી એક વારની મહા રૂપાળી રોશન તાલેની રાણી વિધવા અવસ્થામાં કેવાં દારૂણ દુઃખો વેઠવા પામી, તેનો ચિતાર તારા મનમાં લાવીને હે કીશોરી! તારા જીવને ઠેરવ. તે વિધવા બેગમ જેવી તો હાલત તારી થઈ નથી, કે થવાની નથી. માટે પ્રભુનો પાડ માની વિધવા સ્થિતિમાં તો હમ્મેશાં ભકતો અને ભકિતની વાતો કરી ભગવાનનું ભજન કરવું જોઇએ. તેને બદલે તું નિત્ય ઉઠયો રૂદન કરી ઈશ્વરને નાખુશ કરે છે.

ભગવાન કહે છે, કે "હું વૈકુંઠમાં તથા યોગીઓના હૃદયમાં પણ રહેતો નથી, પરંતુ જ્યાં ભાકિતના ગીતો હમેશાં ગાય છે, ત્યાં તો ઉભો જ છું."

રંડાયેલી સ્રીએ વંધ્યત્વનાં દુઃખો નિર્મૂળ કરવા સારૂ પોતાની મદદે ઇશ્વરને જ બોલાવવો લાજમ છે. બીજાં વ્રતો લઇ કાળી સાડી અને ઓડકે માથે, ભીનાં લુગડાં અને કુટેલાં ધોસ્લાં સાથે એકાદ ખુણામાં પડી, વિચારમાં ને વિચારમાં આંખપાણી કર્યાં કરવા કરતાં, સ્રી રંડાય અને તેને વૈધવ્ય પ્રાપ્ત થાય ત્યારે વ્રત લેતાં બંદગી કરવી કે, "હે દયાળુ ઈશ્વર! હું આ તારી દીન દુર્બળ દાસી અત્યંત નમ્રતાથી આજે તારે શરણે આવી છું! હું સર્વ રીતે નિરાશ્રિત થઈ પડી છું! મારા પ્રિય પતિ મને છોડીને પરલોકમાં તારી પાસે આવેલા છે. આ દુનિયામાં હવે તે મને ફરી મળનાર નથી. તેના વિયોગના દુઃખથી મારૂ અંતઃકરણ બળીને ખાખ રાખ થઈ ગયું છે. તારા વિના હવે મને કોઇનો આધાર રહ્યો નથી. નિર્ધનીઆનું ધન તું જ છો. બળહીનનું બળ તું જ છો. દુઃખીઆંનો દિલાસો પ્રભુ તું જ છો! માટે આ તારી દીન દાસીએ હવે તારા ચરણનો આશરો લીધો છે. હવે મારૂં સર્વ તું જ છો. હે સર્વના આધાર અહુરમઝદ! મને

ગરીબને તારી પોતાની ગણીને મારો હાથ પકડ. તારી જ ઇચ્છાથી મને આ રંડાપો આવ્યો છે. મારૂં સર્વ સૌભાગ્ય નાશ પામ્યું છે. આવી અવસ્થામાં તું જ મારૂં રક્ષણ કર! મારા પ્રાણપ્રિય પતિ આ સ્થુળ લોક છોડી ગયા છે, તે સ્વર્ગ લોકમાં શાશ્વત આનંદનું સુખ ભોગવે છે! તારી કૃપાથી તેને દિવ્ય અવસ્થા પ્રાપ્ત થઈ છે જો કે હાલ તરત મને તેમનો શારીરિક વિયોગ થયો છે, ખરો, તો પણ માનસિક રીતે તો તે મારો ધણી સર્વ કાળ મારી નજીક જ છે મારો આત્મા નિરંતર તેની સાથે જોડાઈ રહીને તેના સમાગમસુખનો ઉપભોગ લેશે. જો કે હાલ થોડો વખત તેનો અને મારો વિયોગ રહેશે, પણ મરણ પછી ફરીથી તેમનો અને મારો સંયોગ થશે. એમ ન થાય ત્યાં સુધી આ રંડાપાનું રક્ષણ કરવાની મને શક્તિ આપ.

"હે પ્રભુ! તારી સમક્ષ હું આ રંડાપો ધારણ કરૂં છું. મારા પતિ મરણ પામ્યા છે, છતાં પણ હું મારૂં પતિવ્રત પાળીશ. આયુષ્યના બાકી રહેલા દિવસો હું રંડાપામાં અને તારી ભક્તિમાં ગળીશ. દયાળુ પ્રભુ! તારી આ દુર્બળ દાસીની આ ઇચ્છા સફળ કરનાર તું જ છે. સર્વ પાપમાર્ગોથી મારૂં રક્ષણ કર. મારો સ્વભાવ નમ્ર, શાંત, સહનશીલ, અને વિનયવાળો બનાવ. અંતઃકરણમાં તારી સેવા કરવા માટે પ્રબળ હોંસ પ્રકટાવ! ભજનપૂજનમાં તથા ધ્યાનમનનમાં મારો સર્વ કાળ વ્યતીત થાય તેમ કર. પરોપકારના કામમાં મારૂં શરીર ચંદનની પેઠે ઘસાય એવી કૃપા કર. હે પ્રભુ! મારૂં આ જીવન મને તથા બીજાંઓને કલ્યાણકારી થાય એવી કૃપા કર. તારી અજ્ઞાન પુત્રીની તારી પાસે એ જ માગણી છે, તે માન્ય કર."

આવા ઉત્તમ ઉદ્ગારો કાઢવાને બદલે તમે તમારી ઉપર જાણે વધારે દુઃખો વરસાવવા જ ખુદાને બેજાર કરો છો. તમે

વખત બેવખત કકળાટ, સંતાપ, અને બળાપા કરો, તો તમે પોતે જ દુઃખી થશો.

Ye suffer from yourselves, none else compels,
None other holds ye that ye live and die.

"તમે તમારી મેળે દુઃખ પામો છો, તમને કોઈ દુઃખી થવાની ફરજ પાડતું નથી. જે આત્મા પોતાની આસપાસ સાંકળો બાંધી શકયો તે આત્મા જો ઈચ્છા કરે અને પ્રયત્ન કરે તો તે સાંકળોને તોડી પણ શકે, અને કેદખાનાને ભાગી પણ શકે. પરંતુ જ્યારે કેદખાનાની અસારતાનો તમને અનુભવ થાય, અને બહુ દુઃખ વેઠીને અપરિમિત પ્રેમ પ્રકાશ મેળવવાને તમે લાયક થાવ ત્યારે જ તમે કેદમાંથી છૂટા થવાનો પ્રયત્ન કરશો."

વિધવાઓએ શોક વધારવો, એ પાપનું કામ છે. દુઃખનું કામ છે. શોક જેમ લાંબો રાખશો, તેમ તે લંબાયો કરવાનાં જ; બનાવો બન્યાં કરશે. શોક પાળવાના પોષાકો, તેના તરેહવાર રીવાજો, લોકોને બતાવવાની રીતિઓ એટલી તો ભયાનક છે, કે અરધી જીંદગી તો શોક પાળવાના વખતમાં જ નીકળી જાય છે. બહોળાં કુટુંબના એક પારસીના શોકની કહાણી મનન કરવા યોગ્ય છે. એવો બનાવ બન્યો, કે તે પારસીનો એક પૌત્ર અકાળ નવ જવાન રળતો કમાતો મરી ગયો. પેલા કુટુંબે એક વરસદહાડો તેનો શોક પાળ્યો. કેથે લગ્ન કે શાદી શામશનીમાં મેળાવડાઓમાં કે તહેવારોમાં આખું કુટુંબ જાય જ નહીં. એટલામાં બાર મહિના પૂરા થયા, કે ડોસાજીનો પહાડ જેવો એક બીજો બેટો મરણ પામ્યો. વળી પાછો કુટુંબમાં બીજા એક વરસનો શોક આવી પડયો. એમ કરતાં સંજોગ એવો બન્યો, કે પાંચ વરસવેર લાગલાગટ એકેકું કુટુંબમાંથી માણસ ખરવા જ લાગ્યું, ને આખું કુટુંબ બેજાર થઈ શોકસાગરમાં ડુબી બેઠું. આખું કુટુંબ નસંબંધાપણું ધરાવતું થઈ પડયું. આસપાસના

લોકો દિલાસો દેવા સારૂ મહિનો માસ જતાં, તેઓ પણ કંટાળી ગયાં, તેથી બે ચાર દહાડામાં જ પતાવવા લાગ્યાં. ડોસો દાનાવ હતો, તેને કાંઈ સુજ પડતું નહીં. એવામાં ૬ ઠું મરણ થયું! ડોસે વિચાર્યું કે હવે તો ઘેલો થઈ જઈશ. જેમ હું મોતને પંપાળી શોકને લાડ લડાવું છું, તેમ તેમ ગમી ને ગમખારી મારા ઘરની પરોણાગત ચાખવાનું છોડવા માગતી નથી. તેથી

ઠ્ઠા મોતનું ઉઠમણું પૂરૂં થતાં જ મહોલ્લામાં લગ્નસરાની ચાર દહાડાની ધમાલ ચાલતી હતી તેમાં પહેલી પંગતે જ ડોસા જમવા ઉતરી પડયા. રાતના ખાણામાં તો ઘરનાં સર્વ માણસો પોષાક પહેરીને લગ્નસરાહમાં સામેલ થયાં. સર્વે હસ્યાં, બોલ્યાં, અને પછી મેળાવડા કે મીજલસો જ્યાં પણ થાય ત્યાં જવા લાગ્યાં. બાઈ! તું માનશે! ત્યાર પછી ૧૦ વરસ વીતી ગયાં, પણ તેઓને ત્યાં એક પણ મોત થયું નહીં. ને શોક પાળવાનો વખત જ મળ્યો નહીં.

બલા અથવા આપત્તિ પ્રભુ ભણીથી માણુસ ઉપર આવી પડે તો તે ધૈર્યથી સહન કરવી. અને પ્રસન્ન રહેવું. કહ્યું છે કેઃ—

ધૈર્ય ધરે જે કોઈ જન, થવા ન દે ગભરાટ;
સમીપ પ્રભુ તેની રહી, કરે તુરત નિરાંત.

વળી કહ્યું છે કેઃ-

ધૈર્ય ધરે જે મન થકી, જરા ન જે ક્ષોભાય;
અસંખ્ય બદલો તે તણો, તેને પ્રાપ્ત જ થાય.

जन्म दुःखं जरा दुःखं नित्यं दुःखं पुनः पुनः ।
संसारसागरे दुःखं तस्माज्जागृहि जागृहि ॥

"જન્મ એ જ દુઃખનું મૂળ છે. તે એવું, કે સંસાર રૂપી અંગારા ઉપર જાણે સુવું. તેથી જેણે જન્મ લીધો તેણે પોતાનું

સ્વહિત કરવું જોઈએ. ઘડપણનું દુઃખ સર્વને ભોગવવું પડે છે માટે તરૂણપણામાં ઈશ્વરને શરણે જઈ શાંતિથી રહેવાનો અભ્યાસ કરવો. પહેલાં માતાના ઉદરમાં જેવું દુઃખ તું ભોગવતી હતી તેવું જ દુઃખ ઈશ્વરનું ભજન નહીં કરવાથી અંતકાળે આવ્યું. તેથી ફરી માતાને પેટે જન્મ લેવો પડશે, અને પાછું સંસારનું દુઃખ ભોગવવું પડશે. ભગવદ્‌ભજન ન કરવાથી વારંવાર જન્મ-મરણના ફેરામાંથી છૂટશે નહીં, અને ત્રિવિધ તાપ ભોગવવા પડશે."

જે હૃદય દુઃખ વેઠી વેઠીને નરમ અને પવિત્ર થયું છે, તે જ હૃદયમાં દિવ્ય પ્રેમ પ્રકટ થઈ શકે છે. અને જ્યારે અજ્ઞાન અને હુંપણાની મોટી દિવાલો હૃદય ઉપરથી તોડી નાંખવામાં આવે છે, ત્યારે જ દિવ્ય પ્રેમનો સૂર્ય હૃદયસરોવર ઉપર તેના તેજસ્વી સ્વરૂપમાં પ્રકાશે છે.

આગમને આશરે નહીં રહી નાશ રે, થાશે સારૂં સહી એમ જાણી;
વીતી ગઈ વાત તે છો જતી જાણ તું આણ નહીં દિલમાં ખેદ આણી;
હાલનો કાળ તો ભાળ સૌથી ભલો, ઝાલ ઉદ્યમ હવે દોષ હાંકી,
દીનતા રાખી દિલ દેવને રાખીને, કામ કર હામથી તુર્ત તાકી.
જીંદગાની ખરી મોટમોટા તણી, યાદ આવી ખરૂં એમ બોલે;
કોઈ એ માંહેના લોકના જોક તો, કયાં હતા એક તરણા જ તોલે?

દુનિયામાં દરેક ચીજની હદ છે, અને આદમીના સુધરેલા કાનુને રંડાપાની હદ મૂકી છે. જો કે એક સ્રીના ખરા ખેરખાહ ખાવિંદની ખોટ પૂરાઈ શક્તી નથી, તો પણ કુદરત અને માણસનો કાયદો તેને કોઈ બીજા મરદ સાથે પોતાનું જોડું બાંધી, ખોયલું સુખ પાછું મેળવવાની કોશિષ કરવાની છૂટ આપે છે, અને તેવી એક સ્ત્રીનું રંડાપાનું દુઃખ થોડું કે ઘણું ટાળી શકે છે. પણ ઉપર જે હાલત ચિતારી છે, અને જે બ્યાન કર્યું છે, તે જન્મકાળ સુધીના રંડાપાનું છે. જેને ભરથારનું સુખ બીજી

વાર પણ મળી શકતું નથી, જેને તે ભોગવવાની શક્તિ યા છૂટ નથી, જેને તે સુખ ભોગવવાને વખત નથી, જેને તેની ખાહેશ નથી, તેવી કમતાલેની નારીઓનો રંડાપો ખરેખર દુ:ખભરેલો, અફસોસભરેલો, બલકે માહેતમભરેલો છે. જવાનીના વે ષેઆવેલી અથવા ખાવિંદનો આશરો ભોગવતી બાનુઓને વિધવાપણાના દુ:ખનો થોડો જ ખ્યાલ હોય છે. વિધવા ઉપર જાણી બુજીને દુ:ખ પાડવું સઉથી કમકમાટભરેલું છે. અને ઉપલું ચિત્ર તેવા જાસ્તીભરેલા રંડાપાને વધારે લાગુ પડે છે. દુનિયાનું શીરું અને તડકું જેણે સારી પેઠે ભોગવ્યું હોય, મહોબતનું મધ જેણે પેટ ભરીને ચાખેલું હોય, તે તૃપ્ત થઈને કદાચ એ સુખની વધુ ઇચ્છા નહીં રાખે, પણ જે જવાન જોબનવંતી સ્ત્રીઓ બાયડી અને માતા થવાની આશામાં ધડકતી હોય, જેઓ દુનિયા સંસારની લહેઝતના ઉમેદવાર હોય, તેઓને રંડાપાનું દુ:ખ સહેવાની ફરજ પાડવી, એ ખુલ્લો જુલમાટ છે. આ વાત કેવી અફસોસકારક છે, કે આ બહોળા હિન્દુસ્તાન દેશમાં વિધવાઓ ઉપર એ સઉથી ઘાતકી જુલમાટ ગુજારવામાં આવે છે. તે વિધવા બાળક હોય, જવાન હોય, કિંવા બુઢ્ઢી હોય, મગર એક વાર પરણી કે ફરી પરણવાની તેને છૂટ નથી, જેથી તેની બાકીની જીંદગીનો આખો ભવ બળી જાય છે, અને તે સદાકાળ મોત માગે છે.”

ખેર. કુચાલ ચાલે છે, તેનો પણ કોઈ દહાડો સુધારો આવશે, પરંતુ હાલ જે વિધવા અવસ્થા ભોગવવી પડે છે તેને માટે નન્દકીશોરી, તારે ઈશ્વરના હુકમને તાબે રહી તે સ્થિતિ ભોગવવી જોઇએ. પ્રભુ આપણને અનેક કસોટીઓ ઉપર ચઢાવે છે. જો આપણે સાચાં નિવડીએ તો બીજા ભવનાં અનંત સુખ આપણને તે દયાળુ પરમાત્મા આપે છે. ભગવાન કહે છે કે:—

ભોંય સુલાઉં, ભૂખે મારૂં, તનકી પાડું ખાલ;
ઈતના કરતે ના ભૂલે તો પીછે કરૂં નીહાલ.

# દિલાસા પત્ર ૫૮ મો.



Const–Father cardinal, I have heard you say,
That we shall see, and know our friends in heaven.
If that be true, I shall see my boy again,
For, since the birth of Cain, the first male child,
To him that did but yesterday expire,
There was not such a gracious creature born "

કૉંસ્ટ–પૂજ્ય ગુરૂજી, સ્વર્ગમાં આપણે આપણા મિત્રોને જોઈશું અને ઓળખીશું, એમ કહેતાં મેં આપને સાંભળ્યા છે; જો તે સત્ય હોય, તો હું મારા પુત્રને ફરીથી જોઈશ: કારણ કે મારે, કેઇનનો પ્રથમ પુત્ર તરીકે જન્મ થયો ત્યારથી આજ સુધી, જે હજી ગઈ કાલ સુધી શોકમાં હતા તેને ત્યાં આવો સુંદર બાળક જન્મ્યો ન હતો."

અલ્યા ચાચા! બાલેબાલ કરજ વધી પડયું છે તેની રાતદિવસની ફીકરમાં તને દિસે ભૂખ નથી લાગતી ને રતે ઉંઘ નથી આવતી. હું વળી તું બુદ્ધિશાળી છતાં કરજદાર સ્થિતિમાં બીજા કમઅક્કલીઓને દોલતમંદ થતા જોઈને બેવડો બળે છે. આંખપાણી કરતો આળસુ પડેરાની માફક માથે હાથ દઇને બેસવાથી કાંઈ કરજ ફીટવાનું છે? ગાંડા! રડે છે શેનો? તુંજ કાંઈ નવાઇનો કરજદાર છે વારૂ? નશીબો કાંઈ અકકલ ઉપર મોહિત નથી; તે તો આગલાંપાછલાં ભલાં ભૂંડાં કર્મ ઉપર આશક પડેલું છે. કરજ એ કાંઈ ગરીબીની નિશાની નથી, પણ ફાલાફુલીના ખર્ચની મોહોકાણ છે. તારા જેવા કરજના

દુઃખીઓએ વિચાર કરવો કે ઈટલી દેશ પોતાનું રૂપીઆ ૮,૮૩,૦૦,૦૦,૦૦૦ નું કરજ ક્યાંથી આપશે? ઓસ્ટ્રીયા પોતાનું રૂ.૭,૪૦,૦૦,૦૦,૦૦૦ નું કરજ ક્યારે અદા કરી રહેશે? રશિયા પોતાનું રૂ.૩૫,૦૦,૦૦,૦૦,૦૦૦ નું કરજ કેમ આપશે? ફ્રાન્સ પોતાનું રૂ.૨૭,૦૦,૦૦,૦૦,૦૦૦ નું કરજ ફિટાડવાને ક્યારે શકિતવાન થશે? હે ગભરાયલા! ગમે તેટલું કરજ તારી હુલડાઈથી થયું હોય, તોએ તારૂં ઘર આનંદમય રાખજે, અને ત્યાં દુઃખી પોકારો થવા દેતો ના.

"Better is dry morsel, and quietness therewith,
Than a house full of sacrifices with strife."

"કંકાસ સાથે યજ્ઞોથી પૂર્ણ ઘર કરતાં શાંતિવાળો સૂકો ટુકડો વધારે સારો છે."

સર વોલ્ટર સ્કૉટ પોતાને માથે કરજના પડેલા અસહ્ય દુઃખનું વેર પોતાના કુટુંબીઓ ઉપર લેતો નહીં. પોતાના ધંધામાં ગમે એવી મુશ્કેલી તેને માથે આવી પડી હોય, છતાં જ્યારે તે ઘેર આવતો ત્યારે તે તદ્દન બદલાયલો જણાતો હતો. કુટુંબની શાંતિમાં દરેક વિઘ્નકારક વસ્તુનો ભોગ આપવા તે જરાએ ડરતો ન હોતો. માટે કુટુંબમાં શાંતિની ઇચ્છા રાખનાર દરેક માણસે વાણીને મનના કાબુમાં રાખવાની જરૂર છે, અને ક્રોધના વિચાર પણ દિલમાં રાખવા નહીં. કારણ કે એકત્ર થયલી ક્રોધની શકિતને કાર્ય રૂપે દેખાવ દેતાં વાર લાગતી નથી.

કરકસર શબ્દમાં જ માનવીઓને કહેવામાં આવ્યું છે કે કર કસર! પણ કસર કરવાને બદલે તે ઉડાઉ થઈ પાછળથી હાય સોસારા કરે તો તેમાં તેનો જ વાંક છે. ઈંગ્લંડનો પ્રધાન મી૰ ગ્લૅડસ્ટન રેલ્વેના ૩ જા વર્ગમાં મુસાફરી કરતો હતો તેમાં ઑર તેનું માન વધતું હતું. હિંદુસ્તાનનો જાણીતો

હીરો રા૦ બા૦ ગોપાળરાવ હરિ દેશમુખ એક વાર વડોદરે ગયો. તેને એસ્તેકબાલ લેવા સારૂ સ્ટેશન ઉપર તેનો ઇષ્ટ મિત્ર સેટલ-મેન્ટ કમીશનર મી૦ ઍલીયટ ઉભો હતો મી૦ ઍલીયટે બધા ફર્સ્ટ કલાસ ઢુંઢી માર્યા, સઘળા સેકંડ કલાસોએ ફેરી કીધી, પણ રાવ બહાદુર તો થર્ડ કલાસમાંથી હાથમાં પોટલું લઇને ઉતર્યા! એટલે મી૦ ઍલીયટે પૂછયું:–"કેમ સાહેબ! થર્ડ કલાસમાં કેમ બેઠા?" ત્યારે રાવ બહાદુરે જવાબ દીધો: "ફોર્થ કલાસ નહિ હતો માટે જ થર્ડ કલાસમાં બેઠો!" આ રાવબહાદુર બે અઢી હજાર પગાર કમાનારા મોટા જડજ હતા, મોટા જાગીરદાર હતા, પણ તે છતાં કેટલી કરકસર કે જો ૪થો કલાસ હોત તો ૩જાની ટીકીટના પણ પૈસા નહીં ખરચત! આપણા સંસારમાં આવી સાદાઈ રાખીએ તો કરજનો કોથળો ભરાય જ નહીં.

સાદાઇ રાખી પૈ પૈ બચાવશો તો તે એક પાઈ તમને કરજથી મોકળા રાખશે. નાનાં ટીપાં ભેગાં થઇને વાદળાં બને છે, વાદળાંથી વરસાદ વરસે છે, વરસાદથી નદિઓ અને નાળાંઓ ભરાઈ જાય છે, ને નદિઓથી દરિયા બને છે. માટે ઉદ્યોગ અને નાની કરકસરને ભેળીને પીવાથી જ કરજનું દર્દ મટે છે.

કરજના જેવું ભયંકર દર્દ બીજું કોઈ નથી. હોરેશ ગ્રીલે કહે છે, કે ભૂખ, ઠંડી, સખ્ત મજુરી, હીણાઈ જવું, ગેરઇન્સાફ વિગેરે ઘણી ચીજો છે, કે જે માણસને નાપસંદ અને દુ:ખકર હોય છે. પરંતુ કરજ એ સર્વ વાનાં કરતાં મહા દુ:ખકર છે. એક વેર પેટે પાટો બાંધજો, પણ કોઇનું એક રૂપૈયાનું પણ કરજ કરતા ના. અને કદાચ કરજ થઈ ગયું તો દુંકેથી તોડજો. દેવું, અગ્નિ, અને વ્યાધિ એ થોડાં થોડાં બાકી રહેલાં હોય તો પણ પાછાં વધી જાય છે, તેટલ માટે તેનો સમૂળો નાશ કરવો. "ટકો મળશે, પણ તક નહીં મળશે." માટે પૈસા ટકા જાય

તો ભલે, પણ મળેલી તક ના ગુમાવતો. જેમને ઘડપણમાં ગરીબાઈ અને આપદા ભોગવવાનો શોખ હોય તેમણે એક જ ધંધો કરવો અને તે "માથે કરજ હોય તો પણ આળસુ પડી રહેવું." યુવાવસ્થામાં ભાઈઓ ! કાંઈક સંગ્રહ કરો, ઉડાઉ ન થાવ. પાનખર રૂતુ આવ્યા પછી મધ ભેગું કરવા જશો તો નિષ્ફળ થઈ પસ્તાશો.

કડિયા અને ઈંટ ગોઠવનારાં જેવાં કરજદાર માબાપોને પેટે બેન જોન્સન જેવો વિદ્વાન પેદા થયો કે જેણે "લીન્કન્સ ઇન"નું મકાન એક કડિયા તરીકે, એક હાથમાં લેલો અને ખિસામાં ચોપડી રાખી, બાંધતાં બાંધતાં અભ્યાસ કર્યો હતો, ને બાપીકું દેવું પતાવી મોકળો થઈ શકયો હતો. તેમ જ ટેલફર્ડ અને એડવર્ડસ જેવા નામચીન ઈજનેરો પણ દેવાદાર કડિયા બાપના દીકરા હતા, પરંતુ ઉદ્યોગ અને કરકસરથી દેવાં પતાવી શ્રીમંત થવા પામ્યા હતા. તેવો જ જયૉલૉજીસ્ટ હ્યુજ મીલર કરજદાર બાપનો કરજદાર પુત્ર હતો, જેણે ભારે મહેનત ઉડાવી સાદાઈને પોતાનો સાથી બનાવી દેવું ફેડયું, અને પાછળથી તો પોતે બીજાઓને નાણાં ધીરવા લાગ્યો હતો.

હે ચાચા ! તેનું શું ! સૌને કાંઈ ને કાંઈ દેણુ તો હોય. સૌને કંઈ ને કંઈ દાત્ર હોય. તેથી માર્યા માર્યા નહીં ફરીએ હરેક માર્ગમાં ખાબોચિયાં તો હોય જ. ચંદ્ર અને સૂર્ય પણ ધાબાં વગરના ચોખ્ખા નથી. ગમે એવાં મોટાં ઝાડોને પણ સુએલી ડાંખળીઓ અને કરમાઈ ગયલાં પાંદડાં વળગેલાં હોય છે. એક બાદશાહી બાગને પણ ગમે એવો સ્વચ્છ રાખો, પણ ત્યાં કચરો કચરો પડયા વગર, કે જીવજંતુ પાકયા વગર રહેતાં નથી. દીવાને પણ પડછાયો હોયા વગર રહેતો નથી. ચકચકિત ગીનીમાં પણ હલકી ધાતુનો ભેળ હોયા વગર હોતો નથી.

કરજ જેવા એક દર્દની જો તમે પહેલાં જ કાળજી કરો નહીં, તો તે સાજું નહીં થવાની ભારે હઠ લે છે. માટે હે ચાચા! તારા ઉડાઉપણાનું દરદ કરજ રૂપે ઉભરી આવ્યું છે, હવે જરા ધીરજ રાખી ઉદ્યોગ કર. જ્યારે ઘણા આદમીઓ પોતાનો આરામનો વખત કંગાલી અતમાં રોકે છે, ત્યારે ઘણા દાખલાઓમાં જુવાનીમાં ઉછળતું લોહી ખર્ચી નાંખવામાં આવે છે. પછી ઘડપણે સાંધાની કળતરથી તરફડીયાં મારવા પડે છે. કેમકે જે થઈ ગયું ને જે ગુમાવ્યું તે સ્ટેન્લી પણ શોધી લાવનાર નથી. જુવાનીમાં જે ઝુંસરી માણસો પોતાની ગરદન ઉપર ઓળવે છે, તે પ્રથમ તો હલકી ને ખુશનુમા ખુશનુમા લાગે છે, પરંતુ ઉમર ભરાતાં તે ઝુસરીમાં જ તે કચડાઈ જાય છે, અને કરજના દરદમાં તેઓ દબાઈ જાય છે.

"માણસનું સુખ દુઃખ પોતાના હાથમાં જ છે. જે માણસને સુખી, જગહિતકારી, અને મજબુત થવું હોય તેણે દુઃખના વિચારો, નિરાશાના વિચારો તથા કોઈનું અહિત કરવાના વિચારોના પાશમાં પડવું જ નહીં. અને એવા વિચારો ઉપર અંકુશ રાખીને સારા વિચારો પોતાના મગજ રૂપી મકાનમાં દાખલ કરવા. આવી રીતે સારા યા ખોટા વિચારોને પોતામાં દાખલ કરવામાં જોઈતું શાણપણ અને મકકમપણું જેટલા પ્રમાણમાં સુખ કે દુઃખ કુદરતી રીતે જ આવ્યાં કરશે."

કરજનો ને કરજનો વિચાર કર્યા કરનારાઓ તો ગાંડા થઈ જાય છે. લેણાં ને દેણાના ખ્યાલો, તેની જ ચિંતાઓ અને તેની જ રાતદહાડો હાયઅફસોસ માર્યાં કરનારાઓ તો વહેલા મરી ગયા છે. માટે ચાચાજી! તમે કરજની જ કાળજીના કુવામાં કુદકો મારીને ગુંગળાઈ ના મરો. ચિંતા ચિંતાએ ચરી જશો. ચિંતા એ તો મનુષ્યજીવન માટે ઝેર છે. ચિંતા તો ઘણાં પાતકો અને પાપોની માતા છે; ચિંતા દુઃખોનો પિતા છે;

ચિંતા એ શંકા ડાકણુ છે; ચિંતા એ નાઉમેદીનું ઘર છે; ચિંતા એ નાસીપાસીના પાણીમાં ઉછરનારો છોડવો છે. ત્યારે મગજની આ અશાંત ધ્રુજરી શું છે? જે બનનારા બનાવો છે તે શું ફીકર રાખવાથી નહીં બનશે? બહારથી દેખાતાં આકાશની પછવાડે શું તારી આંખો જોઈ શકવાની છે? આવવાની જંજાળોના વમળમાં ચિંતાને લીધે તારા ઉપાયો પણ ખુટી જશે. માટે ડહાપણ વાપર!

> કબીર એ તન જાત હે, શકે તો રાખ બહોર;
> ખાલી હાથે વોહી ગયે, જીનકે લાખ કરોડ.

કરજને લીધે દેવાળું કુંકીશ, નાદાર કહેવાઈશ તો પછી જીવ્યું શા કામનું? એવો તારો સોસારો પણ વધુ વાર નહીં રહેશે. ભોંય પડેલાં કાંઈ ભોંયે જ પડયાં રહેતાં નથી. તું મરદ છે. પડયા પછી ઉઠવાની મર્દાઈ રાખ. પડયો ઉઠે તે જ નર. કદિ ન જ પડવું તેના કરતાં પડતાં પડતાં પાછા ટટાર થવું તેમાં સૌથી મોટી કીર્તિ છે. જે સ્વાર ઘોડા ઉપરથી એક પણ વાર પડયો નથી, તે ખરો સ્વાર નથી.

કરજના બોજાથી છૂટવાના બે ઉપાય છે. કરકસર, અને મહેનત. સર જોશુઆ રેનોલ્ડસ અને માઇકલ એન્જેલો બન્ને કરજદાર હતા; તેમ બન્ને કરકસરીઆ અને મહેનતુ હતા. તેઓ સખત મજુરીમાં જ મોજ માનતા હતા. તેઓ કહેતા, કે અમારા હાથ જો અમારા મનના કહ્યાસર રહી કામ કર્યાં જાય તો કોઈ પણ જાતની કલ્પના અમો કાગળ ઉપર કે મારબલમાં ઉતાર્યા વગર રહીએ નહીં. તેમનો મુદ્રાલેખ કરકસરથી થોડા પૈસામાં જ સુખ સમજવાનો હતો. તેઓ દહાડાના ઘણા જ કલાક અભ્યાસ અને કામમાં રોકતા. જરા તરા વાઈન ને રોટી ઉપર જ તેઓ આખો દહાડો નિર્વાહ કરતા હતા. છતાં પોતાને સુખી

કહેવડાવતા હતા. મધ્ય રાતે પણ કામ કરતા. પહેરેલાં કપડાં સાથે જ સુઈ જતા કે કામ ઉપર મંડવા માટે પોષાક પહેરવા જેટલો વખત પણ વ્યર્થ નહીં જાય! તેમનો મુદ્રાલેખ એ જ હતો કે "હજુ અમો તો શિખાઉ છીએ." દેવામાં સપડાયલા સર્વ દુઃખીઆ જો ઉપલા મહાન નરોને પગલે ચાલે તો કરજના દર્દને જરૂર મારી હઠાવે.

એથી ઉલટું જો ચાચા ભાઈ! તમે ઉડાઉ અને કુલણજી બની હજુ પણ મારવાડીઓના જ પેટ્રાવા જોવાને ચહાતા હશો, તો પછી તમારા દર્દનો બીજો ઈલાજ છે જ નહીં. અને પછી તમે જ રડશો કે,

મરઝકા મેરે ઈલાજ પૂછું કીસ તબીબસે,
ન બતાતા હુવે કોઈ દરદકી દવાઈ અફસોસ,

તમો કહો છો કે જ્યાં પૈસો છે ત્યાં અક્કલ નથી, ને અક્કલ છે ત્યાં પૈસો નથી. આમ કહી તમે તમને અક્કલવાનમાં ખપાવી બેઅકલીઓને શ્રીમંત થતા જોઈ બળો છે. પણ તમે અકકલ શાને કહો છો? લખતાં વાંચતાં આવડ્યું એટલે અકકલ આવી ગઈ કે? હજરત મહમદ પેગમ્બર સાહેબ લખી વાંચી જાણતા પણ ન હતા. અકબર પાદશાહ માત્ર પોતાની સહી જ કરી જાણતો હતો અને બંને હતા ત્યારે તો ફીલસુફ, ધર્મ પ્રવર્તાવનારા, રાજદ્વારી પુરૂષો, અને અકકલના ભંડાર. ચાચા,! આપણે પોતે જ બેઅકલી કહેવાઇએ. ઘડપણ વાઘણની માફક બ્હીવરાવતું બ્હીવરાવતું આપણા મોંઢા આગળ આવીને ઉભું રહેલું છે, શત્રુઓની માફક રોગરૂપી પણ શરીરમાં પેઠીને સતાવ સતાવ કર્યાં કરે છે, ભાગેલા ઘડામાંના પાણીની પેઠે આયુષ્ય પણ ઝપાટાથી વહ્યું ચાલ્યું જાય છે, એમ જાણીએ છીએ તોએ આપણે ભૂડાં કર્મો કર્યાં જ જઈએ છીએ, આપણી સંસારી હાલત અને હાજત ઉપરાંતની

ફોકરાજીમાં ઉડાઉપણું વાપરતા જ રહીએ છીએ, એટલું જ નહીં પણ આપણુ અકકલવાનો ભૂખે મરીએ ને બીજા બેઅકકલીઓ મજા મારે છે એવું અભિમાન કરીએ છીએ. આપણા ઉપરથી સમાજનો વિશ્વાસ ઉડી જાય, તો પછી આપણા જેવા બેઅકલી મૂર્ખા, ને ગધેડા બીજા કોણ? પછી તેના દુઃખના સોસારા આપણે નહીં ભોગવીએ તો કોણ ભોગવે?

જ્યારે ઈજીપ્તનો મુલક હારૂન અલ રશીદના તાબામાં આવ્યો, ત્યારે તેણે ધાર્યું કે ઈજીપ્તનો રાજા આટલો બધો જુલમગાર છતાં પોતે જાણે ઈશ્વરી અવતાર ધરાવતો હોય એવો ફાંકો રાખે છે, માટે તેનો મુલક મારા હલકામાં હલકા ગુલામને જ સોંપી દઉં. ખુસૈબ નામના પોતાના સીધી ગુલામને ઈજીપ્તનો હાકેમ બનાવ્યો. ખુસૈબ એટલો તો અકકલહીન હતો કે એક વરસ ઇજીપ્તમાં વરસાદ નિષ્ફળ નીવડવાથી રૂનો પાક ખરાબ થઈ ગયો, અને ત્યાંના ગરીબ ખેડુતો હાકેમ ખુસૈબ પાસે ગયા અને ફરિયાદ કરી કે અમોએ રૂનાં બીજ નાંખ્યાં તે બધાં ફોકટ ગયાં, અને અમે માર્યા ગયા. હાકેમે જવાબ વાળ્યો કે, "તમારે રૂને બદલે ઉન રોપવું હતું. તે રોપતે તો જરૂર પાકત." ત્યાં એક ડાહ્યો જઈફ ઉભો હતો તે સમજીને મનમાં હસવા લાગ્યો કેઃ—

અગર રૂઝી બદાનેશ ફુઝુદી, ઝ નાદાન તન્ગતર ન બુદી.
બનાદાન આનચુનાન રૂઝી રસાનદ, કે દાના અન્દર
આન હેરાન બેમાનદ.

જો માણસના ડહાપણ અને અક્કલ પ્રમાણે તેને રજક રોજી મળતી હોત, તો બીચારા બેઅકલીના કરતાં ખરાબ દહાડો કોઈનો નહી હોત. પણ બેઅકલી નાદાનો એવા તો દોલતમંદ હોય છે, કે ખુદ દાનાવો ને અકકલમંદો પણ હેરાન પરેશાન અને અજબ થાય છે.

ચાચા ! તું અફસોસમાં પડયો છે, કે પુષ્કળ માગનારાઓ થઈ પડવાથી હું જૂઠાસાચા વાયદા કરૂં છું, અને હવે મારો કોઈ વિશ્વાસ નથી કરતું ત્યારે મારા જેવા અવિશ્વાસુ ને મારા જેવા પાપીનો પરમેશ્વર કેમ બચાવ કરશે ? અલ્યા તારે ! એવો ભય રાખવો નહીં. જો તું પરમેશ્વરને ચરણે લાગે, તે સાહેબને પગે પડે, શરણે જાય, તો બાલેબાલ કરજનાં જેવાં કઠણ અને અગ્નિ જેવાં તારાં દારૂણ દુઃખો તે ભાગશે જ. કેમકે, જે ઈશ્વર ધર્મહીન પાપી પુરૂષને પણ જો તેને તાબે થાય તો ઉગારે છે, હીનદીન જન શરણે આવે તો તેનું પણ રક્ષણ કરે છે, તો તે માલેક તને કેમ ન બચાવે ? તારા પણ અપરાધ કેમ સહન ન કરે ? માટે તેને શરણે જા.

પાયેકા પરમાણુ એ, આપા ખોએ ગાંહે;
ખોએ તે પામે અખા, આપુ આપ સમાએ.

જીવત મૃતક હો રહા, તજી ખલકકી આશ;
આગે પીછે હરિ ખડા, કયું દુઃખ પાવૈ દાસ ?

તારા ઉપર તો તારા માગનારાઓનો જ અવિશ્વાસ થયો છે; તારા ઉપર તો તારા ભાઈઓનો બીનભરોંસો બેઠો છે; તારા ઉપરથી તો માત્ર તારા ગામના લોકોનો જ વિશ્વાસ ઉઠી ગયો છે. પણ જે મહાન કીર્તિવંત નામવર પુરૂષો છે, તેમના ઉપરથી તો ઘડી ઘડી આખા દેશનો જ વિશ્વાસ ઉઠી જાય છે, તેથી શું કાંઈ તેઓ માથે હાથ દઈને તારી માફક બળાપોઝુરાપો જ કરતા બેસે છે ?

ગ્લૅડસ્ટનની અને સાલ્સબરીની પ્રધાનટોળી ઉપરથી પાંચ પાંચ સાત સાત વાર આખા દેશનો વિશ્વાસ ઉઠી ગયાથી

તેઓને પોતાના પ્રધાનપદના હોદ્દા છોડવા પડયા, તેથી શું તેઓને નામોશી જ લાગતી હતી કે? તેઓએ જે પાછા પાછા યત્નો કર્યાં અને યુકિતઓ કરી અને પોતાના ઉપરથી ઉડી ગયલો કરોડો લોકોનો વિશ્વાસ મેળવ્યાં જ કર્યો. મુંબઈના શેરબજારના હાકમ મરહુમ પ્રેમચંદ રાયચંદે નવ નવ વાર દેવાળાં કાઢયાં, તોયે લોકો તો તેની પાછળ ને પાછળ જ ભમતા, તેને દેવ લેખે વટીક પૂજતા ને તેના ઉપરનો પાછો વિશ્વાસ રાખ્યાં જતા. આનું કારણ શું? અંતરથી ઉદ્યોગ કરવો, શુદ્ધ અંતઃકરણથી મંડયા મચ્યા રહેવું, અને ફરીથી અજમાવી જોવાનો ગુણ રાખવો, એ જ તારા દુઃખમાંથી બચવાની ઉત્તમ કુંચી છે. આ ક્ષણભંગુર સંસારના બળાપા કરવાના છોડી દઈ કાંઈ પુણ્યવંતા ઉદ્યોગ કરતો જા.

કાયા ચલતે પ્રાણ કૈસે રોયે રેં!—
આલીરી મેં તેરે સંગ બૌત સુખ પાયે.
નચ ઉઠ ચલ ચલ ધોયે,
અબ તમ હસનીલ ગવન સીધા રે
પાપ પુન દોનો જન્મસંગાથી,
ઔર ન ચલે સંગ કોયે;
કહત કબીર માટીસો માટી,
એ હાનિ થી સો હોયે રે—કાયા ચલતે પ્રાણ



# દિલાસા પત્ર ૫૯ મો.



"Long did his wife
Suckling her babe, her only one, look out
The way he went at parting but he came not."
*Rogers.*

"છૂટાં પડતાં જે રસ્તે તે ગયો તે રસ્તા તરફ તેની પત્નીએ તેના એકના એક બાળકને ધવડાવતાં જોયા કર્યું—પણ તે આવ્યો નહિ."—રૉજર્સ.

ફ્રશ્ઞ્ચીદ વોહુમનો કદનોએદ આશાઓ:મ હેશ્ચ જંઘહ
તદ હચ અંઘહુઉઅદ અએથીઅ જંઘહેમ અહુમ આ!
(વંદીદાદ-૫-૧૯)

બેહુમન અમશાસ્પંદ તે આત્માને કહે છે કે, ઓ પવિત્ર આત્મા! તું આ ઠેકાણે ભલે અમારી નજદીક દુ:ખી દુનિયામાંથી સુખી દુનિયામાં આવી પહોંચ્યો!

હે આદમી! તારાં જે વ્હાલાંને મરણ પામેલું સમજી તું તેના ખાકી શરીરને આ દોખમામાં મૂકી તું તારા માની લીધેલા ઘરે પાછો ફરે છે, તે વેળાએ તું અચિત યાદ રાખજે, કે તારૂં વ્હાલું પણ તારી સાથે જ તારે ઘેર પાછું આવે છે. કુંભારને ઘેર ઘડાયેલા હાંલ્લા જેવું, તારાં વ્હાલાંનું ભાંગેલા હાંલ્લા જેવું નાશ પામેલું શરીર, જે તું અત્રે દોખમામાં મૂકી જાય છે, એ શરીર તે કાંઈ તારૂં વ્હાલું નથી. આજે તું તારા જે વ્હાલાને મરી ગયલું માને છે તે તારૂં વ્હાલું

તો બીલકુલ મરણ પામ્યું જ નથી. તારૂં વ્હાલું તો પેલો તારી સાથે આવનાર આત્મા છે, અને તે આત્માએ લોહી ચામડાં અને માંસનો શીવાડેલો જે ડગલો હતો. તે ડગલો જ માત્ર અત્રે ઉતારીને પોતે તો જીવતોજાગતો તારા સુખે સુખી અને દુઃખે દુઃખી થવાને હરદમ તારી આસપાસ ઉભો રહેલો છે.

માટે રે બંધુ! આ દોખમામાં પડેલા નાશવંત શરીરને માટે તું જો વિલાપ કરે, તું જો રડમસ થાય, તું જો કલ્પાંતને જારી કરે, તો હું તને ખબરદાર રહેવા કહીશ. હરગેઝ તારે રૂદન કરવું નહીં. કેમકે તને ગમખાર અને ગીરોગાનીમાં ગીરફ્તાર જોઇને તારી આગળ ને આગળ હમેશાં પ્રેમ અને પ્યાર બતાવનારૂં તારૂં આ વ્હાલું તો પહેલાંની જ પેઠે તારી આગળ ને પાછળ ખાલેસ પ્યાર અને લાગણીથી આત્મા રૂપે ભમ્યાં જ કરે છે. તને શાન્તિભરેલો જોઈ તે આત્મા શાન્ત રહે છે, અને તને દુઃખી કે રડતો જોઇને તે આત્મા ગભરાઇને ગોજારો પડે છે ગોજારો એમ પડે છે, કે તને તે મરણ પછીની ખરી શાન્ત હાલતનું બ્યાન કરવા તત્પર છે, છતાં બાકી જીભ હવે તેની પાસે રહી નથી. ગભરાય છે એમ, કે તે તારી આગળ છે-તારી સંભાળ લે છે-તને સારૂં ઇચ્છે છે-અને તારૂં દુઃખ દૂર કરવા તને દિલાસાના હાથ પસવારવા તે ચાહે છે, પણ તેની પાસે હવે બાકી હાથો પણ નથી. તે વ્હાલો આત્મા તારી સાથના લાંબા વખતના પ્યારને લીધે તને રડતોકકળતો જોવા ઇચ્છતો નથી પણ તને દિલાસો દેવાને તે લાચાર હોવાથી તેને બેવડું દુઃખ થાય છે.

મોત જો ખરેખરૂં નીપજતું હોય તો માનવી! યાદ રાખજે, કે જે મરણ પામ્યું તેને તો મુકિત જ મળી ગઈ. જે મનુષ્ય ખરેખરૂં જ ગુજરી ગયું હોય, તે તો પાક કિરતારના ચરણને શરણ થઈ

અખંડ સુખ અને શાન્તિમાં અમનચમન કરતું થઈ ગયું. માટે હે દુઃખી માયો! હે રડતી બહેનો ને મુંઝાતા ભાઇઓ! તમે તમારૂં પ્યારૂં ગુજરી ગયું એમ ખરેખર જ માનીને જેનો વિલાપ કરો છો, તે એક કાલબુદ હતું, પણ તમારૂં પ્યારૂં તે વેળાએ મરી ગયું નથી. તમે જે વ્હાલાંના મરણનો વિલાપ કરો છો તે તો કીડા, કરમ, અને જંતુઓનું રહેવાનું ખોળિયું હતું, મગર તમારૂં વ્હાલું તો તે વેળાએ જીવતું હતું. તમે તે ભાન વગરના થોભલાને તમારૂં રૂદન શાને સમજાવો છો? તે મટોડીના હાંલ્લાને તમે ઘણો જ જીવ આપી દેતાં હો એમ શાને બતાવો છો?

જમશેદ કે ગુસ્તાસ્પ જેવા હજારો પાદશાહો મહાન્ જરથોસ્ત, કે હઝરત મહમદ જેવા હજારો પેગંબરો, રૂસતમ કે ખરજોર જેવા લાખો પહેલવાનો, લુકમાન જેવા કરોડો હકીમો, ઝારકીલ જેવા કરોડો જોશીઓ, નેપોલીયન કે પીટર જેવા લાખો શાહેનશાહો, અને તારા જેવા અબજો ને પરાર્ધો જીવડાઓ આ ધરતીના પેટામાં ખાખરાખ થઈ ગયા, તેઓને મોતના દૂતે બચાવ્યા નથી; તો પછી હે ભાઈ! તું શા માટે મુએલા બાપને બચાવવા કે નાશ પામેલી માવતરને ઉગારવા જારી અને રૂદન કરી દુઃખી થાય છે? ખરેખરૂં મરણ તો કોઇને જ આવતું નથી.

મરના મરના સૌ કોઈ કહે, ને મરી ન જાણે કોય;
મરનેકુ જો ખરા પીછાને, ફીર ના મરના હોય.

હવે એમ માન કે મરણ થાય છે તે ખરેખરૂં થાય છે, અને તેથી હે બાપ! તું જો ખરેખર દુઃખી થતો હોય તો તું મૂર્ખાઈ કરે છે. જે વસ્તુનો નાશ થયો, જે માણુસ મરી ગયું, જે વાત થઈ ગઈ, પ્રકાશતો દીવો બુઝાઇ ગયો, ત્યાર પછી

તેનો શોક ડાહ્યા માણસો તો કરતાંજ નથી. બની ગયલી વાતનો શોક તો મૂર્ખ હોય તેજ કરે. હે માતાજી! તારા દીકરાને તું ખુદાતાલાને સ્વાધીન કરવામાં દુઃખી શા શારૂ થાય છે? શું તારી દીયાનત બગડી છે ખરી, કે જે ચીજ ચોકકસ વરસની ઓલીથી દાદારે એક શાહુકાર લેખે તને ધીરી હતી, તે અનામત વસ્તુ પેલો શાહુકાર પાછી માગે છે, ત્યારે સચ્ચાઇને ખાતર તારે તેને સ્વાધીન કરવી જોઇએ. પણ તારા દિલમાં દગો છે, નહીં તો દાદાર હોરમજદ જેવા માગનારનું દેણુ અદા કરવાનું ચોખ્ખું દિલ તું કાં નહી બતાવે વારૂ? તે અનામત જણસનો ઉપભોગ ને ઉપયોગ વગર વ્યાજે તને કરવા દીધો તે શું પરવરદિગારે ગુન્હેગારી કરી કે પરાયો માલ પાછો આપતાં રડે છે.

કાયા નહીં તેરી, નહીં તેરી;
મત કર મેરી મેરી—કાયા નહીં તેરી.

એ તો દો દિનકી જીંદગાની, જઇસો પથ્થર ઉપર પાની;
એ તો હોવેગી ધુરબાની.

અબ મત ગાફેલ રહેના બંદા, જુઠા લગા જગતકા ધંધા;
પરા મોહ કાલકા ફંદા—કાયા.

ખયર. જો તમને દુઃખ લાગતું હોય તો કેટલાક મંત્રો ધ્યાનમાં રાખો, દુઃખનું ઓસડ દહાડા. જેમ જેમ દહાડા જશે તેમ તેમ દુઃખ ઓછું થશે. તારા પેદા કરનારે તને પોતાનો ગણી કસોટી ઉપર ચઢાવ્યો છે, અને જેમ જેમ ઘણાં કષ્ટો તું ખમશે તેમ તેમ તે સાહેબને તું વધારે ને વધારે પ્યારો લાગશે. જરથોસ્તી ભાઈ! તારા પાક અવસ્તાઈ કલામોમાં (ખોદાદ યસ્તમાં) દાદાર અહુરમઝદ કહે છે કેઃ—

"સિ કર્ષેમ્ ક્રકારયેઇતિ, ક્રાગ્રઓમિ નરેમ્ અષવનેમ્;
ક્ષ્વસ કર્ષેમ્ ક્રકારયેઇતિ, ક્ષ્વસ ક્રાગ્રઓમિ નરેમ્ અષવનેમ;
"નવ કર્ષેમ્ ક્રકારયેતિ, નવ ક્રાગ્રઓમિ નરેમ્ અષવનેમ."

"દાદાર કહે છે કે, જે માણુસ ત્રણ કષ્ટ ખેંચે છે, તેને અશો નર તરીકે હું પસંદ કરૂં છું. જે માણુસ છ કષ્ટ ખેંચે છે તેને વધારે અશો નર તરીકે હું પસંદ કરૂં છું. પણ જે માણુસ નવ કષ્ટ ખેંચે છે યાને પુષ્કળ દુઃખો વેઠે છે, તેને હું કેવળ જ અશો નર તરીકે સૌથી વધારે પસંદ કરૂં છું!"

હે દુઃખી! આ દોખમામાં કાંઈ તું તારાં વ્હાલાંને છોડી જતો નથી કે તારે દુઃખી થવું જોઈએ. એ તો તેં ને તેંજ ઉભું કરેલું મનનું માનેલું દુઃખ છે. મોત કાંઈ તારાથી અટકવાનું નથી.

ગુઝીદંદ ફરઝાંનેગાં દસ્તે ફૌત;
કે દર તબ્બ નદીદંદ દારૂએ મોત.

દાનાવ હકીમ લોકોએ અફસોસ હાથ માર્યા; કારણ કે તેમની કેતાબ યાને હકીમામાં તેમણે ઘણીએ શોધ કરી પણ મોતની દવા તેઓને જડી જ નહીં. ભલે ભલાભલા હકીમોને મોતનો દારૂ હાથ લાગ્યો નહીં હોય, મગર મને તો એક અકસીર ઉપાય હાથ લાગ્યો છે. હે બંધુ! મોત અટકાવવાની દવા તો છે, પણ તે જો તું બનાવે તો જરૂર મોત અટકે. સૂર્ય કદિ દેખાયો ન હોય એવા દેશમાં પાકેલા ઘઉંને હાથો વગરની દળનારી પાસે દળાવીને, આંખની પાંપણે ખોદાયેલા કુવાના પાણીમાં તે લોટને પલાળીને, જે મોહોલામાં એક પણ રાંડીરાંડ નહીં

હોય એવા મોહોલાની રસોયણ પાસે તે લોટના રોટલા બનાવી, હાથ લાગતાં દઝ.ડે નહીં એવા અગ્નિ ઉપર શેકીને, તથા એક પણ દરદીને મારી નાંખ્યું નહીં હોય એવા વૈદને, અગર એક પણ વાર જૂઠું નહીં વિચાર્યું કે નહીં બોલ્યું હોય એવા વકીલને તે રોટી ખવડાવ, મોત કદિ ઉભું રહેવાનું નથી !

મુંબાઈનાં આ દોખમાંઓમાં કચકંઈ શ્રીમંત શેઠીયાઓ ને દસ્તુર દાવરો, સર જમશેદજીઓ, બનાજીઓ, દાદી શેઠો, કામાજીઓ, પીટીટો, વહાડીઆઓ ને પટેલો, મરઝબાનો ને મુલ્લાં ફીરોઝો કાંઈ સેંકડો બલકે હજારો પડયા છે, તોએ દોખમાંઓ તો ખાલી જ છે. નજર કર આ મોટા દોખમા તરફ! ખીલતી જુવાની અને ભર કીર્તિમાં નામવર ડાકટર બહાદુરજીને આ ઘરમાં નાંખ્યા, ત્યારે શું તેમના ઘરડા બાપની જારી ને કલ્પાંતથી ખુદાએ દયા કરીને તે બેટાને કાંઈ પાછો આપ્યો? જુવાન સોલીસીટરો ને યુવાન ઈજનેરો આ દોખમામાં પડયા તે વેળાએ તેમનાં માબાપોએ છાતી ઉપર પથ્થર મૂકયો કેની? પીટીટનું ઑરફનેજ ૨૫ વરસથી ભરાઈ જાય છે એટલાં નવારેસ બચ્ચાંઓને પડતાં મૂકી તેમનાં માબાપોથી દોખમાંઓ ભરાઈ જવાં જોઈએ, તેને બદલે દોખમાં તો ભૂખ્યાં ને ભૂખ્યાં જ છે; તે તો ભરાતાં કે ધરાતાં જ નથી. રૂસતમજી જીજીભાઈ જેવા સેંકડો દાતારો, દીનબાઈ પીટીટ અને મોટલાંબાઈ જેવી હજારો માતાઓ, એ જ દોખમામાં પોતાનાં બચ્ચાંઓની ના દયા કે ના કદર કરી છેવટની ઉંઘમાં ઉંઘાયાં છે. એ સર્વનું જોઈ, એકેકના દાખલા યાદ કરી હે બાપ! તું તારો જીવ ઠેરવ, મન મોટું કર. અને ખુદાતાલાને હંમેશ યાદ કર! બંદગી કર. ભકિત જ તારા દુઃખનો દારૂ છે. બંદગી જ તારી ગીરફતારીનો છેડો લાવશે.

નોશીરવાનનું રાજપાટ ધુળધાણી થવાના વખતે બે ગરૂડોએ

તેને ભાન કરાવ્યું, અને દાદારની દરઘામાં તે ખડે પગે ઉભો ત્યારે જ આદેલ થવા પામ્યો. સોરાબનો પ્રાણુ લીધાના દુઃખમાંથી અહુરમઝદની જ આરાધના કર્યાંથી રૂસ્તમને શાંતિ થઈ. માટે એવાં દષ્ટાંતો ધ્યાનમાં લઈ મન લગાવ. હે દુઃખીયારા,! અને જગતની આવી ગતિ જોઈ જીવ શાન્ત રાખી, આંસુ ધોઇ નાંખી બંદગી કર તે કીરતારની, અને પડેલાં દુઃખને ચુથ્યાં ના કર! એક દુઃખથી કે એક મોતથી અકળાઈ મા જઇશ. બાપના મોત ઉપર જ બધાં આંસુ ખરચી ના નાંખ. હજુ તો કયાં? એમ જ જો રડયાં કરશે તો આંખે ફુલાં પડી આવશે, એટલે રડવાનું રહેશે. દુઃખને પંપાળી બેવડું ત્રેવડું ન કર.

સંસાર નામ જ દુઃખ છે. જન્મ એ જ દુઃખનું મૂળ છે, જન્મ લેવો એ જ દુઃખનો કોટ છે. જન્મ એ જ શોકનો સમુદ્ર છે. જન્મ એ જ ભયનો પર્વત છે. જન્મ એ જ અનેક પીડાઓનું ઘર છે, પાપોની ખાણુ છે, પીડાકારીનું રહેઠાણુ છે. જન્મ એ જ મરણનું કારણુ છે. તે જ જંજાળોનું મૂળ છે. આ ભવસાગરમાં હવે પછી શું શું બનશે તેનો કાંઇ ભરોંસો નથી. ઝાડ ઉપર જેમ પક્ષીઓ ભેગાં થઈ થોડી વારમાં જેમ જૂદી જૂદી દિશાએ ઉડી જાય છે, તેવું જ આ તારૂં ઘર ને આ તારો સંસાર છે. બધાં ભાઈબહેનો, માતપિતા, છોકરાંબચ્ચાં, સગાંવ્હાલાં, ને દોસ્ત કે મિત્રો સૌ પક્ષીઓ માફક ઘરરૂપી ઝાડપર એકઠાં થઈ જૂદી જૂદી દિશાઓએ ઉડી જવાનાં છે. માટે આ ૩–૫ દહાડાની દુનિયાં ઉપર વિશ્વાસ ના રાખ!

હે પ્રિય બંધુ! કુદરતનો હુકમ કદિએ પાછો ફરતો નથી. આમ જાણુવા છતાં તારા આ દોખમેનશીન થયલા બાપને કલ્પાંત કરી શાન્તિની ઉંઘમાંથી જગાડવાનાં ફોકટ ફાંફાં ના માર! સુવા દે શાન્તિની નિદ્રામાં તારા નૂરેચશમ બેટાને? ઉંઘવા

દે તારી પ્રિયાને તેની ખુશ નિંદ્રામાં. સબુરી અખત્યાર કર. હિંમત ન હાર. ખુદાને ના ભૂલ. બંદગી કરી તારા ઘાયલ જીગર ઉપર ભક્તિનો ઠંડો મલમ લગાડ. દોખમાનો દરવાજો બંધ થયો; હવે તું તારાં ગુજરેલાં વ્હાલાંઓને ન મુંઝાવ. પઢ ગથાના પવિત્ર કલામ અશો ફરોહરોની યાદમાં. શુકર ગુજારી કરી કર કિરતારની મીનતજારીનું કીર્તન. પઢ એક પાક અષેમના કલામ અશો તારા પેગંબરના રૂહ ઉપર; અને હવે શાન્તિથી છોડી જા આ તારાં વ્હાલાંની છેવટની આમગાહ. માગ હવે દાદારની દયા. બસ,




આ પુસ્તક મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં રા. જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે અને મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનીએ પ્રીન્સેસ સ્ટ્રીટ કાલબાદેવી મુંબઈ નં. ૨ માંથી પ્રગટ કર્યું છે.

# જાત-મહેનત

અથવા

## આપ સમાન બળ નહિ, અને મેઘ સમાન જળ



સદાચરણ, રહેણી અને આગ્રહનાં દષ્ટાંતો સહિત.

કર્તા,

સામ્યુઅલ સ્માઇલ્સ, એલ. એલ. ડી.

ભાષાન્તરકર્તા,

સ્વર્ગસ્થ ગણપતરામ અનુપરામ ત્રવાડી,

મીઠી મીઠી વાતો, સત્કર્તન, અને દરિયાપારના
દેશોની વાતો, અંગ્રેજી ઉપરથી રચનાર.

કિમ્મત રૂ. ૬-૦-૦

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ